# અખેગીતા

સંપાદકો

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

વ્રજરાય મુ. દેસાઈ



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

# અખામાં પ્રવેશ

"અખો શું કવિતા કરે, જો વાત ન પહોંચી સરે ?"

"વણ દીઠું વેધે તે શર."

"ભાઈ રે ! વહેનામા નવ વહિયે"

[૧]

આપણા મધ્યકાલીન ઉત્તમ કવિ પ્રેમાનંદમાંથી પ્રતિનિધિરૂપ થોડી કડિકાઓ વાંચીએ. એમાં એની કથન વર્ણન અને ભાવાલેખનની અસાધારણ શક્તિ સહેજે વરતાશે :

"હાર્યો નળ ને પુષ્કર જીત્યો, જઈ બેઠો સિંહાસન જી;
આણ પોતાની વરતાવી પુરમાં, કહ્યું નળને, 'જાઓ વન જી.
વનફળ પહેરો, વન વસો, ને કરો વનફળ આહાર જી;
એક વસ્ત્ર રાખો શરીરે, સર્વ ઉતારો શણગાર' જી.
સર્વ તજી એક વસ્ત્ર પહેર્યું, શોકથી તન નળગાય જી,
દમયંતીને કહાવિયું, 'તું જાજે પીહર માંય' જી.
રુદન કરતી ગણી આવી, બાળક ઝાલ્યાં હાથ જી;
શીશ નામી સ્વામીને કહે છે, 'મુને તેડો સાથ જી.'
સુખદુઃખની ત્રીજે વાતડી, એકલાં નહીં સહાય જી;
હું સેવાને આવું સહી રે, થાકો તો ચાંપું પાય જી.
નળ કહે, 'હો કામિની, તું આવે મને જંજાળ જી;
તે દુખ સ્વપ્નું વેઠીએ, પણ ટળવળશે મારાં બાળ' જી.

રોતી કહે છે કામિની, 'જેમ છાયા દેહને વળગી જી
તેમ હું તમારી તારુણી રે, કેમે ન થાઉં અળગી જી
જો અળગી કરશો, કંથજી, તો પ્રાણ તજું તત્કાળ રે
નળ કહે, 'આવો વન વિષે, તો પીહર વોળાવો બાળ રે'

(નળાખ્યાન કડવું-૩૦)

"મોસાળ પધારો રે, મોસાળ પધારો રે,
બાળુઆ મોસાળ પધારો રે, લાડવાયાં મેં બાળ
નમાયાં થઈ વળજો રે સહેજો મામીની ગાળ.' મોસાળ૦

હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે રે,
હૃદયા ચાંપે પેટ, એ છેલું વર્ગનું લાડ
'હવે મળવું દોહ્યલું રે મળીએ તો પ્રભુનો પાડ મોસાળ૦
થયા માન વછોયાં રે, થયા માન વછોયાં રે,
માન વછોયાં દયામણાં રે, નહીં કો ગેડો સાથ
રૂએ રાણી હૈયે ફાટતે, કોણ માથે ફેરવશે હાથ ? મોસાળ૦
મંદિરના ગુરુજી હો! મંદિરના ગુરુજી!
મંદિરના ગુરુજી સુદેવજી રે! તમારે ખોળે છે તન
જઈ કહેજો માહારી માતને રે, જીવની પેર કરજો જતન મોસાળ૦

પુત્રી-જમાઈ રે, તમ તણાં પુત્રી-જમાઈ,
પુત્રી-જમાઈ તમ તણાં રે, કહેજો વનમાં પૂર્યો વાસ
જઈ કહેજો માહારા તાતને રે, અમ જોગીનો લેજો તપાસ. મોસાળ૦
સુમન કરતી રે, માવડી સુમન કરતી,
સુમન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય
હૈયેથી નવ ઊતર્યાં રે, દમયંતી રાણી રોય મોસાળ૦
રૂએ રાણી અનિવણ રે, વછ સોંપ્યાં ગુરુ કરમહે રે,
વોળાવ્યાં બે બાળકો રે ઋષિ સાથે નળ રાયે રે"

(નળાખ્યાન કડવું-૩૧)

× × ×

"'અરે દૈવ, તે એ શુ કર્યુ, ધરમ જતા કાંઈ નવ ભેગર્યુ !
ગયુ રાજ, ધન, મહિમા ઘણો, ન રહ્યો અગ સત્રનો તાતણો,
વિહગમ વસ્ત્ર ગયો રે હરી, દમયતી મા જોશો ફરી '
પાછે ડગલે ગઈ સ્ત્રીજન, આપ્યુ અર્ધવસ્ત્ર. 'સ્વામી ઢાકો તન'
અકેકો છેડો પહેર્યો ભામે, જાણે તીરથ નાહ્યા એવા શોભે,
અન્ન વિના અડવડિયા ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી ઝખઝાળ, તે સ્થાનક થયો સધ્યાકાળ,
બેસ જઈ બેહુ દ્રુમ તળે, ચૂટી પત્ર પાથરિયા નળે.
દુખની વાત કીધી નવનવી, તવ દમયતી નિદ્રાવશ હવી,
સુધા અગેઅગ રહી છે વસી, મુખ જાણે પૂનમનો શશી
નળે દીઠી સતી સુદરી, નિશ્વાસ મૂકયો બે નયણા ભરી,
'કોણ દિવસ આવ્યો, શ્રીહરિ! એ દુખ પ્રાણ જાય નીસરી.
વૈદર્ભી વસુધાવશ પડી, દુખ નહોતુ દીઠુ અધઘડી,
ચણે કોહેલે વરી મે એહ', રૂએ રાજા જોઈને દેહ
નખથી નગ્નના જોયુ મુખ, ત્યાહારે, લાગુ મનમાં દુખ,
'રી સગાઈ પરતનયા તણી, દુષ્ટ દમયંતી એ પાપણી
ની પ્રીત છેદ દીધો જેણીએ, હુ વિના મઠ ખાધા એણીએ,
મલિન મન એનુ નિરધાર, કો સમે માહારો કરે આહાર.
ન વરે રૂડવુ એ સાથે મળી, —રાયને ઉપજાવે એમ કળિ,
'તો શમે હૃદયની દાઝ, મૂકુ વનમાં એકલી આજ'
બુદ્ધિભ્રષ્ટ મન રાજા તણુ, કળિનો પ્રેર્યો કોપે ઘણુ;
મનમાહા આશકા ગણે, એક વસ્ત્ર પહેર્યુ બે જણે.
'મધ્યેથી ચીર ફાડુ બળ કરી થાય શબ્દ, જાગે સુદરી,
તોય છુરી તો છેદુ પટકુળ,' કળિ થયો કાંતુ અનરથનુ મૂળ.
નળે લીધુ ખડ્ગકા શસ્ત્ર, તે વડે વહેર્યુ વચ્ચેથી વસ્ત્ર,
કટમ ને એ પટકુળના કરી, ચાલ્યો નળ મૂકી સુદરી
ગયો ડગના સાત જ ભરી, પ્રેમ શ્યામાની સાભરી,

નળ વિમાસણ મનમાં કરે, 'એકવડી એ ફાગી મરે-
વર્યો હું દેવના પરહરી, વળી વનમાં સાથે નીસરી-
ત્રૈલોક્યમોહન એ માનુની, કેમ વેદના અઙ્ગે ગુનની?
ન ઘટે મૂકી જાવું મને.' નળ આવ્યો દમયંતી કને,
દીઠું મુખ અંતર પ્રજળ્યો, અભાગી અગ્નિને પાછો વળ્યો
કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી,
વિચારે વિચારનિધિમાં પડ્યો, આવનજાવન હિંડોળે ચડ્યો
સાતવાર આવ્યો ફરી ફરી, તજી ન જાય સાંઈ સુંદરી,
પ્રબળ બળ કળિનું થયું, પ્રેમબંધન ત્રૂટીને ગયું.
'સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજી તેમ,
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે આવી નવ કરે
જેવું વમનનું રે અન્ન, તેહેવી મારે એ સ્ત્રીજન,
કો સમે સુજને મારે નેટ, હું પે વહાલું એહેને પેટ
એવું કહીને મૂકી દોટ, ઉતારે કીડ્યો સામોટ
ત્યાંહાં લગી ધાયો ભૂપાળ, —વો જહાં થયો પ્રાતઃકાળ

(નળાખ્યાન કડ૩-૩૩)

× × ×

બીજા કથાકવિ શામળમાંથી તેની વિશિષ્ટ શક્તિ દર્શાવતી કંડિકા લઈએ :

" એક દિવસ પુત્રને પારણે, જુવતી ગઈ જળ ભરવા કારણે.
સુંપ્યો નોળને પેટે પુત્ર તુજ સારું એ છે પ્રસન્ન
રખે એહને રોવરાવતો, રીસ કરી રખે મારતો.
આળસ દપકો દેશે મુને, તો હું ગાળો દેઈશ તુને
સુંપ્યે બાળ જળ ભરવા ગઈ, વાર ઘડી બેચારેક થઈ,
ચઢ્યો પારણે મોહોટો નાગ, બાળકને ડસવાનો લાગ
અંગૂઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે,
અરે! મારા બંધવને ખાય, એ પાપી ક્યાં નાશી જાય.

એમ કહીને દીધી દોટ, કરડતા પોહેચી ઝાલી કોટ,
મરડી કીધા કટકા સાત એટલે આવતી દીઠી માત.
વધામણી ખાવા કાગળે, આવ્યો નોળ સામો બારણે,
વાચા નહી તે બોલે કેમ? આવ્યો બાહર તે તેમનો તેમ
મુખ લોહિયાળુ જીસુ કર્યું, જાણે જે માનુ હર્યું કર્યું.
દીઠુ લોહિયાળુ માએ મુખ, દાવાનળથી લાગ્યુ દુ ખ
અરે પાપી! તુ કૂડો કાળ, માર્યો મારો નાનો બાળ
નાખ્યુ બેડુ તેણી દીશ, મુવો નોળ ચગદાયુ શીશ
ઘરમા આવી માતા જુવે, પોઢયો પારણે બાળક રૂવે
બોલ્યો બાળક આપોઆપ મુજને ખાતો તો આ સાપ
નોળભાઈએ માર્યો આ કામ નહિતર મારુ કરત જ કામ.
એમ કહી ચેનાની માત, પડયા દી ઠ કટકા છે સાત
કર્યું કલ્પાંત ને ઘસીઆ હાથ, બાળવા માડ્યુ તેની સાથ,
જીવ કહાડવા તત્પર થઈ શિક્ષા લોક તેને કહી
પ્રથમ મન સમજ્યુ નહિ માય હવે હ ય ઘસે શુ થાય?
તેને વિમાસણ કરવી પડી, જો ચેતી નહિ પહેલી ઘડી
એમ સમજાવી કહે છે લોક, હવે દુ ખ કરવુ તે ફોક."

(શામળ—વણબુદ્ધિની વાર્તામાંથી)

સત્તરમા શતકના ત્રણ મુખ્ય કવિઓની પ્રતિભા કયાથી પ્રેરણા ઝીલે છે અને પોતપોતાના હૃદ્દગતનો આવિષ્કાર કરવા કેવી રીતિ યોજે છે તે ઉપરના ઉદાહરણોથી દેખાઈ આવશે શામળ કેવળ વાર્તાપ્રવાહ કે ઘટનાપ્રવાહના કૌતુકરસમાં રાચે છે એને બનાવોમાં પ્રધાનપણે અને બોધમા ગૌણપણે મઝા પડે છે એને ચરિત્રાલેખનની, માનસિક ઝીણવટની કે રસના ઉપચયની પડી નથી જેટલી એને અદ્દભુત રસની, સાહસિક પ્રણયની, વાર્તાની પડી છે પ્રેમાનંદને વાર્તામાં સ્વાર્થ છે, એની પ્રતિભા પણ કથાવસ્તુ લઈ પ્રવર્તે છે, પણ વાર્તા કહી નાખવાની એને

ઉતાવળ નથી. શ્રોતાનો દોડાવ્યો એ દોડે તેમ નથી. જુદા જુદા ભાવો નિષ્પન્ન કરવા, તેમાં લોકને લેલીન કરવા, તે ભાવોનું તેમની સ્વાનુભવની લાગણી સાથે અનુસંધાન કરાવવું—તેમના જ પ્રેમનો, વાત્સલ્યનો, શ્રદ્ધાનો, દીનતાનો, વેદનાનો, દુઃખનો, પરાક્રમ ને પ્રસન્નતાનો સાક્ષાત્કાર કરાવવો અને એ રીતે ઉત્તમ આહ્‌લાદ નિપજાવવો એ પ્રેમાનંદનું ધ્યેય છે. આ ધ્યેય માટે તે પૌરાણિક વસ્તુ પસંદ કરે છે. એથી અલબત્ત તેની કવિતાને ધાર્મિક રંગ લાગે છે જેનું ય આકર્ષણ ઓછું નથી; પૌરાણિક વાર્તા તરફ શ્રોતાની અભિમુખતા પણ સિદ્ધ જ છે; એટલે માનસિક સંવેદનો, લાગણીઓ ને ઘર્ષણો તથા પાત્રસ્વભાવની ભિન્નતાઓ આલેખવાનું મોટું ક્ષેત્ર તેને માટે રહે છે અને તે પરિતર્પક સફળતાથી તે ખેડે છે. બંન્નેે આ બન્ને કવિઓનો પુરોગામી કંઈ ગુજરાતી કવિતાપ્રવાહથી અળગો રહેલો કવિ નથી. ગુજરાતી પ્રાચીન ને સમકાલીન કવિતા તેણે જોઈ છે, તેના સંસ્કાર તેની ભાષા ઉપર પડ્યા છે, અને માંડણનો તો તે ખૂબ ઋણી જણાયો છે. પણ તેની પ્રેરણાનો વિષય જુદો છે, અને એનાં ઉત્કટ સંવેદનો, ઉગ્ર લાગણીઓ ને સૂક્ષ્મ વિચારો રજૂ કરવાની એની રીતિ પણ લાક્ષણિક ને જાદો આઘાત આપી ખેંચનારી છે.

[ ૨ ]

આ સ્વાતંત્ર્ય, વીજળી અને અણુના યુગમાં પણ આપણી પ્રજામાં અસંખ્ય માણસો જુદા જુદા ગુરુઓના શિષ્યો થયા છે, તેમનાં પ્રવચનો સાંભળે છે, તેમની પાસેથી કથાવાર્તા કે ભજનો પૂર્ણ શ્રદ્ધાથી સાંભળે છે. તેમની આસપાસના અસંખ્ય માણસો નાટકસિનેમા જુએ છે, છાપાં વાંચે છે, સાહિત્ય વાંચે છે, નેતાઓનાં ભાષણો સાંભળે છે. અને બીજો એક વર્ગ ગુલબંકાવલિની

વાતો જેવી નવલકથાઓ કે ચમત્કારપૂર્ણ ડિટેક્ટિવ કથાઓમાં રસ લેનાર છે. આ ત્રણેય વર્ગમાં સાધનસંપન્ન અને ઊજળિયાત ગણાતા વર્ગનાં પણ લોક હોય છે. તે રીતે શામળના શ્રોતાઓ તે પ્રેમાનંદના શ્રોતાઓ હોય ને અખાના પણ હોય; અર્થાત્ તે તે પ્રકારની કવિતાના હોય. એમ છતાં, તે તે કવિતાના શ્રોતાઓના અમુક સમૂહ વિશિષ્ટ પણ હતા. આપણી પ્રજાના અમુક વર્ગને પરમ તત્ત્વની વાતો ને સંસારની ટીકાનો ખૂબ રસ હતો. (આજે પણ એવો મોટો વર્ગ છે) સંસારની ટીકા વૈરાગ્યને પોષક બનતી. વૈરાગ્યને જ્ઞાનમૂલક બનાવવા અદ્વૈતસિદ્ધાન્ત ચર્ચાતો અને તેની આંટીઘૂંટીમાં ઉતરાતું અને એકમાત્ર સત્ય બ્રહ્મને પામવા માટે સંસારપ્રપંચ છોડી ભક્તિપૂર્વક સાધનાનો આદેશ અપાતો. એવો ઉપદેશ માત્ર પુસ્તકિયો નહોતો; ગુરુપરંપરાનો હતો અને સાધુ કે સંન્યાસી થઈ જવાની ભાવના સમગ્ર સમાજમાં બહુ જ પ્રબળ હતી. ઓગણીસમી સદીના અંત સુધી તો આ ભાવના કામ કરતી દેખાય છે. પછી ત્યાગ, વૈરાગ્ય અને દીક્ષાનાં સ્વરૂપ બદલાય છે, અને આ સૈકામાં તો સંન્યાસની ભાવના નવો બાહ્ય આકાર ધારણ કરી યુગધર્મને અનુરૂપ થઈ છે. રામકૃષ્ણ મિશન એનું અત્યંત ઉજ્જ્વલ દૃષ્ટાંત છે.

અખાને સમજવા સારુ બે વાત સ્મરણમાં રાખવા જેવી છે: એક તો મોક્ષની કામના તે સમયમાં આજ કરતાં વિશેષ વાસ્તવિક કામના હતી, પછી તેને પોષનારાં કારણો ગમે તે હોય. અને બીજી, એ સંસારતરણના બે મુખ્ય ઉપાય લોક સામે હતા: વૈષ્ણવમાર્ગી ભક્તિનો અને જ્ઞાનમાર્ગની અદ્વૈત ઉપાસનાનો. બંને એકમેકને પોતામાં સમાવવા આતુર હતા; બંને આનંદમય રહસ્ય તરફ ઢળતા હતા; બંનેને સંસારની ઉપરતિ થઇ હતી અને તેથી બંને માર્ગની કવિતામાં વ્યવહાર-પ્રપંચનું સૂક્ષ્મ અવલોકન, તાદૃશ આલેખન અને કટુ વિવેચન દેખાય છે. પ્રેમા-

નંદ અને શામળની કવિતા સીધી રીતે સંસારી છે અને નીતિ કે ધર્મ તેને ઓપ કે વળાંક આપનારું તત્ત્વ છે. ભક્તોની કવિતા સીધી રીતે ધાર્મિક જિજ્ઞાસુને, મુમુક્ષુને જ ઉપયોગી, પણ તેમાં પ્રવેશતી સંસારની ટીકા તેમાં સંસારનો, માનવતાનો રસ સીંચી જાય છે. આપણે દયારામના "ભક્તિપોષણ" માંથી બે કડી લઈએ :

યોગી તરે કદા એકલો, હરિજન તારે બહુ સુખી,
સિદ્ધ ઉદાસી નહિ સદા, ભેદ અંત સદા ગરજી
રંગે રસિક સેવે, ગુણ ગાય, પોતે પીએ સુધા, બીજાને પાય,
ભક્ત- નેકી સૌનુ સારે કામ જ્ઞાની સાધે એમ તો નહિ કામ

× × ×

હરિજન તે હરિરૂપ છે તેને મનુષ્ય નિજસમ જાણે,
જેમ શશી આકાશમાં હતો માન્યો મીને મીન પ્રમાણે
મીન પ્રમાણે થયો નહિ સોમ મકર તણો જળ, તે વસ્યો વ્યોમ,
તેમ વૈષ્ણવ વૈકુંઠ જાશે, અધમ તે અહીંના અહીં અથડાશે.

અથવા દયારામના રમણીય પદ "મોહનને એટલું કહેજો" માં કેટલો બધો સંસારી રસ ભર્યો છે !—

મધુકર! કહેજો રે મોહનને એટલું
રૂપ તે દિવસનો હજુ ન જાય,
બાળ મોટું કન્યા પરણ્યા કસની ફિકરી,
પૂર્ણ પુણ્ય વિના એવું કોને નવ થાય
મધુકર!

× × ×

હરિજનનું વર્ણન કરતાં અખાને ઊલટ આવે છે :

" ભિન્ન ટળે, વસ્તુ મળે—મોટો મહિમા હરિજનનો
ચૈતન્ય સાગરમાંહી ભળે, અધ્યાત્મ ટાળે આ તનનો

× × ×

આપ સરખો કરી મૂકે એવી સતની પ્રીત,
જેમ વેહેગ ન કરે વનિતા—એવી છે ધનની રીત—
સિંચે સરખા સહુ જનને, તેણે ફળે ભાર અઢાર,
હરિ હરિ તે કરી મૂકે—એવી સતસંગત સાર."

(અખેગીતા કડવું-૩૬)

પરંતુ બગભગતને તો તે ઊભો ને ઊભો સળગાવી દે છે:

હરિને કાજે ઘાટ જે ઘડે નિજ સ્વરૂપથી પાછો પડે,
પર્વત કહે, હું માંણો લહુ એ આશ્ચર્ય તે કેને કહું!

× × ×

જાણપણામાં જાડા થયા, ડહાપણ ડોળી રામડ ગયા

× × ×

વૈષ્ણવભેખ ધારીને ફરે, પરસાદટાણે પત્રાવળી ભરે,
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝા ખાય,
કીર્તન ગાઈને તોડે તોર, અખો કહે જુવાનીનું જોર

× × ×

નાહ્યા ધોયા ફરે ફુટડા, ખાઈ પીને થયા ખૂટડા,
જગતપ્રમોદે જાડા થઈ, પણ ઝીણી માયા તે માહી ગઈ
હાથ કરે તે ઝીણીનો પક્ષ, તે ઝીણી જાડાનો કરશે ભક્ષ

× × ×

સમજુ સાખી અન્ધ ઓચરે, તેની ત્રેવડ શું પંડિત કરે?
પંડિતને પંડિતાઈનું જોર પણ અંતઃકરણમાં અંધારું ઘોર.

સેતાન પણ શ્રુતિને ટાંકે એમ કહેવાય છે. મતલબ કે અનૃત (Evil) ઋતનો વેશ ગમે ત્યાં સજી શકે છે. ઋતની આડશે એનું જ રૂપ ધારીને અનૃત ઉદ્ભવે છે. સંસાર અને જગતની એ વિચિત્રતા કે કરુણતા છે કે સત્યદર્શન, સત્કર્મ,

સ્વભાવને ઓથે એનાં જ નામરૂપ લઈને અસત્ય અને પાપ પ્રગટ થાય છે અને મનુષ્ય છેતરાય છે. વસ્તુને આધારે એ અવસ્તુ રહી છે, પણ એનું વર્ણન કે વ્યાખ્યા થઈ શકે નહિ. તેથી તેને અનિર્વચનીય માયા કહી છે. આ સૂક્ષ્મ વાત અખાએ બરાબર પકડી છે અને ભારતના બહુ ઓછા કવિઓએ એને આવો સચોટ શબ્દદેહ આપ્યો હશે. અખો કેટલી સૂક્ષ્મ દૃષ્ટિવાળો હતો તે સમજવા એના આ માયાવિચારનો ઉલ્લેખ મને પર્યાપ્ત લાગે છે —

> શબ્દજાળ માયાનું કૂડ ત્યાં નરનું પડે અતિમૂઢ,
> રાગરાગી વાણી ઓ ગાય, ત્યાં ભોળા જીવ સાંભળવા જાય
>
> × × ×
>
> પંને વળગો વીંટે અંધ આખ્યાગો નર વળગે ખંધ
>
> × × ×
>
> અનેક રૂપે માયા ભમે, ત્યાં તેવી જ્યાં જેનું મને,
> નગી જો કોઈને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઈને એણી ભજે
>
> × × ×
>
> ગહન મતિ છે કાગ જ તણી જેણે જે જે વાતો ભણી,
> તે તેના પાશ્યો પરમાણુ પંચ્છાની પેરે જાણ
> મહા દુર્ધર્ષ, અગમ્ય, અગાધ અખા ઉવને નાવે સાધ્ય.
>
> × × ×
>
> જાગતો જીવ જુગનુ શું કરે? મૂર્તિ પાપણી પૂઠે ફરે
> જે જે સાધન સાધે સહાય તે જ વાતના મગ બધાય

શબ્દ, જ્ઞાન, કર્મ, સાધના, સંપ્રદાય, દર્શન આદિ સૌના સ્વરૂપ વિકૃત થાય છે, અને તે જિજ્ઞાસુ ભક્ત, મુમુક્ષુ આદિ સૌ કોઈને બાધે છે એની એને ખબર પણ પડતી નથી, એવી આત્મવંચના એ ઉપજાવે છે. માયાનું આ વ્યાપક, ગતિ-શીલ અને ભ્રમોત્પાદક સ્વરૂપ છે. આથી જ મૂળ વસ્તુ વિશે

મુમુક્ષુએ સતત જાગૃતિ રાખવી ઘટે. આ નટીનાં અદ્દભુત કારસ્તાન અખો અખેગીતામાં પણ વર્ણવે છે. કર્મનાં ફળ લખનાર તેમ કથનાર પણ માયા છે સ્વર્ગના ભોગ અને નરકનાં દુ:ખ દેખાડનાર પણ માયા છે. નમણુ, ઠમણુ, વેષ, મુદ્રા, ચોદ વિદ્યા જાણનાર પંડિત, કલ્પનાવિહારી કવિ અને દાનેશ્વરી એ સૌ માયાનો જ પ્રપંચ છે. મતલબ કે, મૂળ વસ્તુને વિસરાવી દેવાની શક્તિ આ સર્વ ઉત્તમ ગણાતા પદાર્થોમાં પૂરેલી છે.

વાસ્તવની પકડ અને તેના સચોટ આલેખનની શક્તિ અખામાં એટલા મોટા પ્રમાણમાં છે કે કવિએ પ્રધાનપણે સંસારી રસના કવિ થવા ઇચ્છયુ હોત તો થઈ શકત, જોકે લાલિત્ય, માધુર્ય અને ગૌરવમાં કદાચ તેની કવિતા ઓછી નીવડત પણ એ અટકળની રમત નહિ કરીએ. જે ઉદાહરણો આપણે ઉપર જોયાં, જેમાં કવિની સૂક્ષ્મ વિચરણામાં કેવી ગતિ છે તે બરાબર દેખાય છે, તે પરથી લાગશે કે તત્ત્વવિચારના આપણા બીજા મધ્યકાલીન કવિઓમાં, પ્રીતમદાસ, દયારામ કે નરસિંહમાં પણ, બુદ્ધિની અખા જેવી પ્રભા કે વિષયનુ વિશાળ ને સૂક્ષ્મ નિરૂપણ નથી. એ સ્વીકારથી, સમગ્રપણે અખા કરતાં પ્રેમાનંદ કે નરસિંહ મોટો કવિ છે એ અભિપ્રાયને આંચ આવતી નથી. કવિઓ શું કરી જાય છે તે પર આપણે નિર્ણય બાંધીએ છીએ, તેઓ શું કરી શકત તે પર નહિ.

[3]

અખો મુમુક્ષુ છે, કેવલાદ્વૈતનો સમર્થક છે અને તેની સર્વ વિચારણાનું તાત્પર્ય કર્મ, ભક્તિ, વૈરાગ્યને સમાવત જ્ઞાન તરફ જ છે. આ મનુષ્યની વૃત્તિઓ, આ સંસારની ઘટમાળ, આ વિશ્વનું વૈચિત્ર્ય જુઓ; તેમાં કશી સનાતનતા, સતતા હોય, તો મનુષ્ય અનુભવે છે જે રાગદ્વેષમોહ અને જુએ છે

જે સર્જન ને વિસર્જન, જીવન ને મરણ, કારણ ને કાર્ય તેનો શો ખુલાસો ? વિશ્વમાં રૂપ, ગતિ ને પરિવર્ત દેખાય છે; ચિત્તમાં હર્ષ, શોક, કામ, ક્રોધ આદિ જણાય છે. તે શાને લીધે બને છે ? તે કોના નિયમને અધીન ? તે સર્વનું અધિષ્ઠાન શું ? જગતના આ સૌ પદાર્થો વ્યક્ત શામાંથી થાય છે ? કોને આધારે ટકે છે ? શામાં સમાઈ જાય છે ? સર્વ વેદાન્તીઓનો એક જ જવાબ છે. આ બધું બ્રહ્મ છે. તેમાંથી સૌ નીપજે છે, તેના વડે સૌ જીવે છે, તેમાં જ સૌ વિલય પામે છે. આ શરીરી જીવ પણ વસ્તુતઃ તે જ બ્રહ્મ છે અને તેને જ આધારે, તેમાંથી જ શક્તિ પ્રાપ્ત કરીને, વૃત્તિઓ અને કર્મોમાં પ્રવર્તે છે. આ જો સાચું હોય તો જગતના પદાર્થોનો અને વ્યક્તિ વ્યક્તિના અહમ્‌નો બ્રહ્મરૂપે કેમ અનુભવ નથી થતો ? નથી થતો તેનું કારણ આપણું અજ્ઞાન છે. આપણો જીવ આવરણો અને મર્યાદાઓ લઈ ને જ ઉદ્‌ભવ્યો છે અને મર્યાદાઓ અનુસાર જ એ પોતાને અને બાહ્ય પદાર્થોને ગ્રહે છે. આ અજ્ઞાન એ કેવળ બુદ્ધિ-વિષયક વસ્તુ નથી, પણ વાસનારૂપે જીવમાં ગૂંથાઈ ગયેલી વસ્તુ છે બાહ્ય પદાર્થોની સમજણમાં પણ એ અજ્ઞાન, મર્યાદા અને વાસનાના રંગ લાગે છે સાચી વસ્તુ નથી ભાસી ત્યાં લગી અજ્ઞાન છે જ; એ ભાસતી થાય તેમ તેમ અજ્ઞાન ઓસરતું જાય ને જ્ઞાન પ્રકાશતું જાય. પણ વસ્તુના સંદર્ભમાં જ જેનો ઉલ્લેખ થઈ શકે એવા અભાવાત્મક પદાર્થને વાસ્ત-વિક કહી શકાય નહિ. પ્રકાશનું વર્ણન થઈ શકે, અંધકારનું નહિ. "અંધકારનો અભાવ એ પ્રકાશ નથી; પણ પ્રકાશનો અભાવ એ અંધકાર છે." આથી આ અજ્ઞાનનું વર્ણન—એ છે છતાં નથી—એ રીતનું કંઈક કરવું પડે આ તો આપણી મનુ-ષ્યોની દૃષ્ટિએ વાત થઈ. બ્રહ્મની સપાટીથી આપણા અનુભવોનો શો ખુલાસો આપવો ? એના સ્વભાવમાં જ એ વસ્તુ રહેલી

છે એ એની લીલા છે એ એની માયા છે. પોતાનું જ અવ ર્તન મનુષ્યને રૂપ, ગતિ, કારણ ને કાર્ય એ કોટિઓમા દેખાય, એ એની શક્તિ છે જીવનુ અજ્ઞાન અને ઈશ્વરની માયાનું આમ સમીકરણ થાય છે, અને તેને તરી જવું એ માનવનો મોટો પુરુષાર્થ છે એમ તરી જતા અખિલ બ્રહ્માડમાં સમરસ બ્રહ્મ અનુભવાશે, અગોચર ગોચર થશે, જીવનુ જીવ પણુ જશે અને ઈશ્વરનુ ઈશ્વરપણુ જશે, ધ્યાતા અને ધ્યેય એક થઈ જશે, સસાર અને જગત એમા ઓગળી જશે, દ્વૈતમાત્ર-અદ્વૈતમા વિલીન થશે

આ તો ચપટી વગાડતા સિદ્ધ થઈ જાય એવુ સુતરુ લાગે છે પણ એમ નથી આપણુ અજ્ઞાન એ કઈ જીવન વળગેલો કોઈ છૂટો પદાર્થ નથી કે તેને ઊચકીને ફેંકી દઈ એ એટલે નિરાત અને એ માયા પણ નવરી બેસી રહે એવી નથી અજ્ઞાન અને માયા ગતિશીલ ને ક્રિયાશીલ છે, વસ્તુની ઓથે ભરાઈને વસ્તુનો વિપર્યાસ કરે એવી છે કોઈ પદાર્થ અસત્ય ભાસ્યો, પણ જ્યાસુધી એ અસત્ય છે એવી શ્રદ્ધાને આધારે આપણી વૃત્તિ અને વ્યવહાર ન ફરે ત્યાસુધી એ બાબત અજ્ઞાન રહેલુ જ ગણાય ઢેડ અને ભગી મનુષ્ય જ છે અને બીજા મનુષ્યો જેમ જ આપણા સમાન વ્યવહારના અધિકારી છે એમ સમજ્યા પાછી એ પ્રમાણે વર્તન ન થાય ત્યાલગી અજ્ઞાન જીવમા પચેલુ જ ગણાય સસાર છોડી માણસ સાધુ થાય કે ભગત થાય, પણ જગલમા કે મદિરમા શિષ્યોની દુનિયા ને પૂજાપાઠનો પ્રપચ રચે તો એણે સસાર છોડ્યો જ નથી પેલી માયાએ નવુ રૂપ ધરી તેનો કેડો પકડ્યો છે ભગતને લાગે છે કે મે મોક્ષનો માર્ગ લીધો છે, પણ એ આત્મવચના છે માયાએ એને આબાદ બનાવ્યો કે

[૪]

ચોવીસ તત્ત્વ અને પ્રકૃતિનું આ અખિલ વિશ્વ સ્થૂલ દૃષ્ટિથી જોઈશું તો સ્થૂલ જણાશે, પણ અંદરની સૂઝથી જોવાશે તો એ બ્રહ્મનો વિલાસ છે. સમગ્ર વિશ્વ વસ્તુની જ વેલી છે.

વેલી વિશે ફૂળફૂલ તે વસ્તુનાં, ફળ થકી બહુ ભાત્ય થાસે;
વેષવ્યવહાર રંગરીતિ ચલણવલણ, અખંડ મંડળ ચારે પાણ માલે.
જ્યાં જેમ ત્યાં તેમ આપ વ્યાપી રહ્યા, સમવિષમ સૌ ભાત્ય એની:
નામ ને રૂપ ગુણ કર્મ સૌ એહનાં, અખંડ અભેદ બુદ્ધિ હોય જેની.

(અખાની વાણી, પૃ. ૧૯૫, પદ ૭૩મું)

એ જ વાત બીજા પ્રતિરૂપથી અખો સમજાવે છે:

ઘૃતની પૂતળી નખશિખે ઘૃતભરી, ઘૃતના શોળ શૃંગાર સાર્યા;
એમ અભેદ વિચારનાં અખો પદ પામિયો, નામરૂપે રખે રે'તા ભાર્યા.

(અખાની વાણી, પૃ. ૧૯૮, પદ ૭૭મું)

અખેગીતામાં સત્તરમા અને અઢારમા કડવામાં તત્ત્વનિરૂપણ છે. પરમ તત્ત્વ વાણીથી વર્ણવી શકાય તેમ નથી, કેમકે તે અનુભવથી જ સમજાય તેમ છે તે પૂર્ણ છે, અખંડ છે, અવ્યય છે, અવિનાશી છે; તેને આદિ, મધ્ય કે અંત નથી: તેને દેશ-કાળની મર્યાદા નથી. તે સર્વમાં છે, સર્વને નિયમમાં રાખે છે, સર્વનું જીવન છે, પણ છતાં તે અલિપ્ત ને નિરંજન છે.

જેને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહ તણા સર્વ ગંગ:
છાયા માયા નહિ જેને, તેના જાણો સર્વ ઢંગ.

× × ×

વાણી માંહિ જે ન આવે, તેહ તણી સર્વ વાચ્ય;
'નેતિ' 'નેતિ' કરતાં તે રહ્યું; ભાઈ! તેને જાણ્યે જાણ.
ફૂટસ્થ' આતમા, બ્રહ્મ કેવળી, તેનો સર્વ પ્રસાર:
જેને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.

(અખેગીતા કડવું ૧૮મું-૪, ૬, ૭)

આ કૂટસ્થ એકમાત્ર પરમ તત્ત્વ દેખાતા અનેકાનેક પદાર્થો-માં વિલસી રહ્યું છે એ સમજવું કેમ ? આપણા પ્રાકૃત અનુભવમાં એનાં એંધાણ કે દૃષ્ટાંતો મળે છે? અખો બરાબર સમજે છે કે દૃષ્ટાંત કે ઉપમા એ દલીલ નથી અને દૃષ્ટાંતાદિથી અવબોધની માત્ર અનુકૂલતા જ વધે છે, પૂર્ણ અવબોધ થતો નથી. પરંતુ સાક્ષાત્ અનુભવની અવેજીમાં ઉપલબ્ધિને સહાયક ઉચિત ઉદાહરણ આપવું એ અખાનો કવિ તેમ વિચારક લેખે ધર્મ બન્યું છે, અને તેમાં તેને લોકપ્રિય બનાવનાર, સૃષ્ટિ અને સંસારના વિલોચક તેમ જ કવિ લેખે પ્રતિષ્ઠા અપાવનાર, તેની આગવી ખૂબી છે. 'અનુભવબિંદુ'માં "ચહુદિશ ચમકે ચંદ"નું કે વનરાજિ પલ્લવિત કરતા વારિધિના વારિનું વર્ણન વાચકને વસ્તુનો બોધ ને કાવ્યોચિત તૃપ્તિ એકસાથે કરાવે છે. બ્રહ્મની અપેક્ષાએ મર્યાદિત સત્ય ગણાય એવા જગત અને જીવના પ્રપંચને કવિ અખેગીતામાં વર્ણવે છે :—

> જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું—
> તે ઉપર તપ્યો સુર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
> કૈવલ્યસૂરજ તપે સદા. માયા તે મંદિર કાચ.
> ઈશ્વર નામ તે તેહનું; પણ જીવ થઈ માન્યું સાચ.
> (કડવું ૧૯મુ ૭, ૮)

સામસામાં બે દર્પણ હોય ને જેમ અનંત સૃષ્ટિ "સરજાય" એમ આ જગત અને સંસારની રચના છે. ઈશ્વર, જગત અને જીવો એ સૌ કેવળ બ્રહ્મનો વિલાસ અને વ્યાપ છે. અવિકારી આકાશમાં ભાતભાતનાં વાદળાં દેખાય છે. આકાશ વાદળાંનું કારણ નથી પણ આકાશ વિના વાદળાં સંભવે નહિ, તેમ બ્રહ્મ આ ઈશ્વર, જગત અને જીવનું હેતુ વિનાનું કારણ છે.

વેદાન્તીઓ અવિદ્યા અને માયાનો સિદ્ધાન્ત સ્વીકારવા

છતાં સાંખ્યના જગત-ઉદ્‌ભવનો ક્રમ થોડાઘણા ફેરફાર સાથે સ્વીકારે છે અનાદિ માયા એ શૂન્યરૂપ કૈવલ્યની સ્વામિની છે, એમ કહો કે સત્‌માં રહેલી ગતિરૂપ સ્ફુરણશક્તિ ચેતના છે. એને લીધે બ્રહ્મ નવા નવા આકાર લેતું લાગે છે. આ માયા ત્રણ ગુણોને જન્મ આપે છે અને એમાં પાછી પ્રવર્તતી રહીને પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રા (મહાભૂતોનાં સૂક્ષ્મ તત્ત્વો) ઉપજાવે છે. આ દસ તત્ત્વો તમસ્‌માંથી ઊપજે છે. રજસ્‌માંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એમ દસ ઇન્દ્રિયો ઉદ્‌ભવે છે અને સત્ત્વમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ ચાર તત્ત્વો પ્રગટ થાય છે. આ ચોવીસ પરિણામો ત્રિગુણમયી પ્રકૃતિનાં (માયાનાં) પરિણામો છે એટલે આ પ્રકૃતિ એ પચીસમું તત્ત્વ છે. એ જેમ સર્વમાં ભરાયેલું છે તેમ પરમતત્ત્વ બ્રહ્મ સર્વમાં સભર છે, પણ તે નિર્વિકાર છે. એના વિના પેલો પ્રપંચ શક્ય નથી, પણ તે સદૈવ "યથારથ જ્યમ-ત્યમ રહ્યો." એ પરમ તત્ત્વ, તત્ત્વનું તત્ત્વ પરમાત્મા છવીસમું તત્ત્વ છે. આમાં મહત્ત્વની એ બાબત છે. સમસ્ત વિશ્વમાં બ્રહ્મ જ એકમાત્ર સત્ વસ્તુ છે. તેના સ્ફુરણરૂપ માયા છે, જે એનાં સર્વ પરિણામોમાં ઓતપ્રોત રહેતી વાધે છે.

> ત્રિગુણ પહેલી, ચન્ય-સ્વામિની, જેણે ગુણજનમી ગભા ર્યા;
> પછે જનની થઈ જોવંતા, જગ પોતી પોતે વર્યા.
>
> (અખેગીતા કડવું ૭-૨.)

પરબ્રહ્મ સ્વસવેદ્ય છે, પોતાથી જ ઓળખી શકાય એમ છે. પરબ્રહ્મરૂપ વહ્નિ "ફરકીને થયો ફરફરો" ત્યારે નાનાવિધ સૃષ્ટિ દેખાવા લાગી. એ વહ્નિ પાષાણ, કાષ્ઠ અને ઘટઘટમાં સમાયેલો છે. માયા જનની થઈ ચોષિતા થાય છે એમ કહેવામાં પ્રકૃતિની અનન્ત સર્જકશક્તિનું તાત્ત્વિક દર્શન છે. પ્રકૃતિના અણુએ અણુમાં પોતામાંથી બીજાં રૂપ નિર્માણ કરવાનું સામર્થ્ય છે.

માયા અમુક તત્ત્વ ઉત્પન્ન કરી અલગ થઈ જતી નથી, એ તત્ત્વના યોગમા પાછુ નવુ તત્ત્વ ઉત્પન્ન કરે છે, અને એમ અનન્ત અને અકળ સસૃતિ ચાલ્યા કરે છે પરતુ આવી સસૃતિને બ્રહ્મ રૂપે ઓળખવાની, માયાને ઓળગી જવાની, કશી અનિવાર્યતા છે? એ માટે ભક્તોને ને મુમુક્ષુઓને આવડી આરત શાને? આનો ખુલાસો માયાને જીવની અપાટીથી જોવામા મળે છે માયા એ પરબ્રહ્મની શક્તિ છે અને તેના વ્યાપારથી વિશ્વ અને સસાર ઉદ્ભવે છે એ ખરુ, પણ વ્યક્તિને તો તે પરબ્રહ્મના સાક્ષાત્ અનુભવમા બાધક છે, એ તેને અજ્ઞાનરૂપ જ થાય છે, કેમકે પોતાના અહમની પ્રતીતિથી એને બધે અનેકતા જ દેખાય છે એ પોતાનુ સ્વરૂપ જોઈ શકતો નથી અને ઇન્દ્રિયો જે દેખાડે તે જુએ છે અને તેમા લુબ્ધ થાય છે

> 'પરમાત્માને પૂઠ દઈને આત્મા ઇંદ્રિયને જુએ
> ઈંદ્રિયની દ્દષ્ટિ વિષય સામી એમ આપોપુ નર ખુએ "
>
> (અખેગીતા કડવુ ૪–૭)

આ મૂઝવાથી જીવના જનમમરણના ફેરા ચાલુ જ રહે છે:

> ફરે ફેરા મટે ભવ નિદ્ર, અને વિષયનો તાણ્યો વહે
>
> × ×
>
> કર્મફળ ને જીવ કેરો જોગ માયા મેળવે
> (ને) વિષયતૃષ્ણા માહે મૂકી એમ જતને જોડવે
>
> (અખેગીતા કડવુ ૬–૪)

[ ૫ ]

પરતુ, ભવસાગર તરવાની દ્દષ્ટિએ નહિ પણ પોતાની સમગ્ર શક્તિ વ્યક્ત થાય અને એકાગ્રપણે કામ કરે," સ્વરૂપબોધ અને

સ્વરૂપસિદ્ધિ થાય, એવી વૃત્તિ માણસમાં સહજ છે; પણ પદે પદે અજ્ઞાન તેને અંતરાયરૂપ છે. આપણું સ્વાતંત્ર્ય મર્યાદિત છે, આપણું જ્ઞાન મર્યાદિત છે, આપણી લાગણીઓ ને કલ્પના મર્યાદિત છે, અને ગહન વાત એ છે કે ઇચ્છા ન હોવા છતાં કોઈનાથી ધકેલાતા હોઈએ એમ આપણે અશુદ્ધ કે પાપ કર્મ તરફ ઢળીએ છીએ. પ્રકૃતિથી આપણને એવું કંઈ મળ્યું છે જે આપણને જંપવા દેતું નથી ને કામ ક્રોધ રાગ દ્વેષ મોહ આદિમાં વ્યગ્ર રાખે છે. નર્યા સામાન્ય વ્યવહારમાં પણ આપણે સત્ય બરાબર જાણીએ ને એમાં શ્રદ્ધા રાખીએ તો યે કેટલી મૂંઝવણ ને યાતનામાંથી ઊગરી જઈએ! આપણી વાસનાઓ જેમ જેમ ઓગળતી જાય છે તેમ તેમ પદાર્થોનું જ્ઞાન સ્પષ્ટ થતું જાય છે અને પદાર્થોનું સ્પષ્ટ જ્ઞાન થતાં વાસનાઓને ઓગળવાનો અવકાશ વધે છે. એટલે આત્મસિદ્ધિને માટે, આપણા અનુભવમા આવતા પદાર્થોમાં સત્યાસત્યનો અને શુભાશુભનો વિવેક કર્યા કરવો પડે છે. એ વિવેક કરવા માટે આપણી પાસે આત્માનું જે સાધન છે તે બને તેટલું શુદ્ધ અને પૂર્ણ જોઈએ. મતલબ કે, આત્માના પૂર્ણત્વની પ્રાપ્તિ માટેની ઝંખનાનો અણસારો આપણા વ્યવહારમાંથી જ મળે છે અને તે આપણી સ્વાભાવિક વૃત્તિ છે. એ વૃત્તિ જ આપણને અજ્ઞાન અને માયાને તરી જવાની પ્રેરણા આપ્યા કરે છે.

શાસ્ત્રજ્ઞાનથી, પાંડિત્યથી, વાદવિવાદથી, કર્મકાંડથી, યજ્ઞયાગથી, ધ્યાનધારણાથી, સાંપ્રદાયિક રૂઢિઓ અને આચારોથી માયા તરી જવાય અને પરમાત્માનો અપરોક્ષાનુભવ થાય એમ અખો માનતો નથી. એ બધા ખેલમાં તો અવિદ્યા જ પોતાની રમત રમી જાય છે. તમે રમો છો તે બાજી તો એના હાથમાં છે. સ્વસ્વરૂપની જાણ્ય તો "જાણવિહોણી જાણ્ય" છે; એમાં વેત્તા નથી અને વેદ્ય પણ નથી.

> "તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ કોય;
> જે કહીએ તે અણછતું, ભાઈ! તે તો તે ■ ન હોય.

દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે તો સર્વ રહે ઓરું.
શું કરે એ બુદ્ધિ બાપડી, જો ચાલ્યાથી દસ ડગલા પરું ? "

( કડવું ૨૩મું ૪-૫ )

જીવભાવને ટાળવાની સાચી આરત હોય, પરમ પદ પામવું હોય, ચૈતન્ય-ઘનરાય થવું હોય તો જ્ઞાની ગુરુનુ, બ્રહ્મભાવ પામેલા ગુરુનુ શરણુ લેવુ. તેના પરિચયથી જ બ્રહ્મની ઓળખ થશે ગુરૂ વિના જ્ઞાન નહિ, એ તો આપણો ઠીકઠીક જૂનો ખ્યાલ છે હરિ, ગુરુ અને સતની એકતાનો અખાનો વિશિષ્ટ ખ્યાલ છે મુમુક્ષુ જીવ બ્રહ્મનિષ્ઠ ગુરુમા બ્રહ્મની સાન પામશે. ગુરૂનું જીવન એવુ પવિત્ર છે, એમનુ જ્ઞાન એવું નિર્મળ છે, એમનુ હૃદય એવુ અનાસક્ત છતા કોમળ છે કે એમનામાં રહેલો પરમાત્મા શિષ્યને કળાય છે "જેમ રવિ દેખાડે રવિધામને તેમ ગુરૂ દેખાડે રામ " પ્રકાશના યોગથી જ પ્રકાશિત થવાય, પ્રકાશ સબધી વિચાર, વદ કે વિતડા કરવાથી નહિ. "દીપથી દીપ થાય આપે સહેલો"

" જેમ અગ્નિસગે લીન વ્યાપે નહિ
( જેમ ) જ્યોતિ દેખાડે ને તિમિર ભાગે,
તેમ ગુરુપ્રતાપે પરબ્રહ્મ બેઠીએ
મા યા રૂ પી આ ધે હે ન ના શે "

( પદ ત્રીજુ-૩ )

પ્રત્યક્ષ ગમ તે તત્ત્વવેત્તા વિષે,
જેમ કુંડળ વિષે કનક દીસે.

( પદ ૮મું )

હવે સાધનાનો માર્ગ અને દિશા ખુલે છે મુમુક્ષુનું પ્રથમ લક્ષણ બ્રહ્મજિજ્ઞાસા છે એ જિજ્ઞાસા ભાવોદ્રેકનુ રૂપ લે તો એને વસ્તુની આરત કહી શકાય પાણી વિના મત્સ્યની સ્થિતિ જાય

એમ પરમાત્માના અનુભવ વિના ભક્તની સ્થિતિ હોય. એને અદ્ભુત વિરહાવસ્થા પણ કહી શકાય. વસ્તુ કે પરમાત્મા તરફ સર્વભાવે જવું, એની અવ્યભિચારિણી ઉપાસના કરવી, શરીર મન અને બુદ્ધિના સર્વ વ્યાપારો એના તરફ વાળવા એનું નામ ભક્તિ. સાચી વસ્તુ પ્રાપ્ત કરવાનો—સાચી વસ્તુ બનવાનો—સર્વથા પ્રયત્ન એ ભક્તિ. અને જે સાચું નથી, અવસ્તુ છે, માયાનો વિલાસ છે તે પ્રતિ ઉપરતિ એનું નામ વૈરાગ્ય. આ ભક્તિ અને વૈરાગ્યની પાંખો વડે સાધક ચિદાકાશમાં ઊડે છે, અર્થાત્ બ્રહ્મના પૂર્ણ સાક્ષાત્કાર તરફ એની ચેતનાની ગતિ થયા કરે છે "પરબ્રહ્મ રહે ને પોતે (જીવભાવ) ખપે" [ક ૧૦] એને સારુ આ સાધનામાર્ગ અખો સ્વીકારે છે સદ્ગુરુએ ચીંધેલા માર્ગે જે ભક્ત જાય છે તે સર્વત્ર ભરપૂર પરિબ્રહ્મ દેખે છે આવા હરિભક્તને વર્ણવતાં અખાની ઊલટ માતી નથી કવિને હરિભક્તની આત્મિક સ્થિતિનું પ્રતિભાન થાય છે —

"દેખે: નેત્ર પરબ્રહ્મના. પરબ્રહ્મના કર્ણ માત્ર.
પાદ પાણિ પરબ્રહ્મના પરબ્રહ્મ દાતા ને પાત્ર
જળે પરબ્રહ્મ. સ્થળે પરબ્રહ્મ. સ્વર્ગ મર્ત્ય પાતાળ
ગિરિ ગહ્વર વન વાટિકા પરબ્રહ્મ જાગ ને માગ.
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે તે ભરપૂર.
જિહાંનિહાં દેખે હરિ, ભાઈ, જેના પડળ થયા હોય દૂર"

(કડવું ૧૦મું. ૭-૮-૯)

ભૂતમાત્ર તરફ હરિભક્તની દૃષ્ટિ પ્રેમ અને કરુણાએ ભરી છે:—

"'મારો રામ રમે છે સર્વ વિષે'—એમ હેતે હીમે મન:
હરિ કહે, એ સાંભળે હરિ. હરિને સોંપે તન
નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર,
× ×

નવનીત સરખું હૃદય કોમળ કહીં ન માયે હેત;
આંખ માંહે અમૃત ભર્યું, હરિભક્તિ કેરું ખેત."
ખાતો પીતો બોલતો દેખતો સઘળે રામ:
વેધ્યું મન રહે તેહનું. શીતળ સંસારી કામ.

(કક્કા ૧૧મું)

કથન, જ્ઞાનવાર્તા, દલીલ, દૃષ્ટાંત આદિની પાર જતું કવિત્વ કેમ સ્ફુરી આવે છે તેનું આ સુંદર ઉદાહરણ છે.

આવો જ ઊર્મિનો ઉછળાટ અખેગીતાને અંતે કવિ અનુભવે છે, જે આપણા સૌ વિવેચકોને પ્રિય થઈ પડ્યો છે:

"અભિનવો આનંદ આજ; અગોચર ગોચર હવો એ.
પ્રપંચપાર મહારાજ—તે પૂર્ણ બ્રહ્મ સ્તવું હું એ.
× × ×
સ્વયં ચૈતન્યઘનરાય, શૂન્યમાં સોહામણો એ;
તે નાવે વાણી માંહિ, તે નહિ નિગટ ને વામણો એ.
× × ×
તિહાં હવું મન લયલીન, જહીં ચૈતન્ય સભર ભર્યું એ"

(અખેગીતા પદ ૧૦)

કેવલાદ્વૈતની વિચારધારામાં આકાશમાંના વિહંગમ જેવી અખાની ગતિ છે. એની પકડ અદ્ભુત છે. એને એ આન્વીક્ષિકી પચી ગઈ છે. એ તત્ત્વવિચારને રાગની ભાવના સાંપડતાં પૂર્વોક્ત પંક્તિઓ જેવી રમણીય કવિતા અખામાં ઉભરાઈ આવે છે. ચિન્તનને કલ્પના અને ઊર્મિની પાંખો મળતાં 'સરે પહોંચે' એવી કવિતા પ્રકાશે છે.

"શાં શાં રૂપ વખાણું, સંતો રે, શાં શાં રૂપ વખાણું!
ચંદા ને સૂરજ વિના મારે વાણું છે વહાણું. સંતો૦

તેજ રૂપ્યા નિજ 'ધામમાં, વાજાં અનહદ વાજે;
ત્યાં હરિજન એહ અમૃત પીએ, માથે છત્ર વિરાજે. સંતો૦

× × ×

વિના રે વાદળ, વિના વીજળી, જળ સાગર ભરિયું;
ત્યાં હંસરાજ ક્રીડા કરે. ચાંચે મોતીડું ધરિયું. સંતો૦

× × ×

ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન લાગી;
અખો આનંદશું ત્યાં મળ્યો, ભવભ્રમણા ભાગી. સંતો૦

(અખાની વાણી, પદ ૫૩મું)

[ ૬ ]

અખાના કાવ્યવિસ્તારમાં આવી ભાવ-ઉદ્રેકની કવિતા ઓછી છે, એમ છતાં અખાની કવિતાની મઝા અખાની જ છે. એક તો એની વાણીનું આખાબોલાપણું, અણિયાળાપણું, પ્રગલ્ભના અને પૌરુષ આપણને મૂઢ કરી દે છે. એની વાણીનું વૈચિત્ર્ય છક કરે છે. અખાની કવિતામાં આવતા જગત અને સંસારના એના વિચારો, કટાક્ષો, તત્ત્વનો આગ્રહ અને મિથ્યાત્વની નિર્વ્યાજ ભર્ત્સના સંસ્કારી તેમજ ગામડી ભાષામાં તે વહાવે છે. ઉપમાઓ, દૃષ્ટાંતો અર્થક્ષમતાથી અને સંક્ષિપ્તતાથી જાણે રૂપા-સોનાની ઢાળેલી લગડીઓ લાગે છે. એનાં વચનો ઘણી વાર સામસામાં તોળાતાં ઝૂલતાં હોય એમ જણાય છે. વૈચિત્ર્યનિરૂપણનું આકર્ષણ જેવુંતેવું નથી. સન્ધ્યાએ પશ્ચિમમાં આકાશની રંગ-બેરંગી ચિત્રવિચિત્ર છટાઓ દેખાય ને જતી રહે, જતી રહે અને તેને સ્થાને નવી નવી છટાઓ દેખાય. એમ સૃષ્ટિ અને સંસારનાં પારવિનાનાં દૃશ્યો ચમકાવતો ચમકાવતો અખો કવિતા રેલાવતો જાય છે. એનો પ્રધાન હેતુ તત્ત્વપ્રતિબોધનો છે, પણ એ સાધતાં પોતાના વિપુલ અનુભવની ચિત્રમય સામગ્રી કુશળ

આજીગરની જેમ વાચકની આંખ આગળ એ ધરતો જાય છે. "સામેસામા બેલ ઘૂડ", "આંધળો સસરો ને સણુગટ વહુ" "અખા ઊછળી ભાગવો પાગ", "પછે ઘેર રહેજે કે જાજે વને", "એકને આપે એકનુ ઝટે", "સકલ જીવ શણગાર્યા ઘણુ", "મરડે મૂછ પણ માહે ક્લીબ", "ભણ્યે ગણ્યે માણ્યો આફરો", "વણીઠુ વેધે તે શૂર," "વેલ ન દીસે દીસે પાન," "બાકી અખા ભ્માડે મન," "ઊઘ્યા બગ્ગે પડિત કવિ," "અખા મૂવો તે નિરભય રહે," "શણુગારી વાણી સો ગધ," "મરતુ દીસે તે નોહે મર્ત્ય," "કોઈ વર્ણુ વેષ અકકારે મરે," "એક એક પે હુકી ગ્યા," "ત્યાથી ટાક ન પામે ધૂળ,"—આ સર્વ વચનોમા રગબેરગી દુનિયાનુ દર્શન અખો અનાયાસે અને અવાન્તર પરિણામરૂપે કરાવે છે "શ્વાન શૂકર બિડલ ખર, તેના ટોળાનો જે જત, તેને મૂકે હરિ કરી," "જાકૂનની ને વેહોકળો, બાવનાચદન ને કેરડો", "જેમ મર્કટ હાંડ માગતો," "બાલકની ઢિગોલિયો," રવિ ને ગવિધામ, અજાનુ ઢોઝ, ફૂલીનો આહાર, બદરીનો વેપાર, સરિતા ને સિંધુ, અગ્નિ ને જ્યોતિ, નીરથી વિછડ્યુ મીન, "ગિરિ ગહ્વર વન વાટિકા;" પાલો ને પાણી, નવનીત ને તૂપ, આકાશ ને અભ્ર, ઘનની રીત, છીપની રત;—આ બધુ સસાર અને પ્રકૃતિદર્શનના આપણા સંસ્કાર જગાડી કૌતુક પ્રેરે છે જ્યાં કવિ પોતાના પ્રતિરૂપો વિસ્તારે છે ત્યા તેની સ્વાભવિકતા ને તાદશતા રમણીય બને છે માયાની છેતરપિંડી વર્ણવતા કવિ ઠૂગરાનું વર્ણન કરે છે —

"માગીક જેમ ભ્માડે અન, દૂર થકી દેખાડે ધાન,
પૂઠ દવાવ, ચારે લાત, ઊચુ કરી ભરાવે ફાગ.
સનચાનો દેશાન્તર જાય, અખા એમ ભ્માડે માય"

એથી પણ વિશેષ તાદૃશતા ખાટકી અને એગીના વર્ણનમા છે

" વાત્સલ્ય જાણી વામદક્ષિણ વળગાયોં કરુ ફરે,
તેને મહાજન મુકાવવા કરે તોય તે સાથ જીવનને અચરે "

(અખેગીતા, કડવુ ૫

" આકાશ વિગે જેમ અભ્ર નાના થાય જાય, પાછા ફરી—
નીલ પીત ને શ્યામ ઉજ્જ્વળ રક્ત ભાત અનંત
વિચિત્ર પેરે વિરમે વળી ત્યા હા જ આવે અંત— "

(અખે ગીતા, કડવુ ૧૧)

" વારિધ કેરુ વારિ ચાર દિશ મધ્યે ચાલે,
પૃથ્વી પર પથગાય વનરાજિ સહુ ફૂલે ફાલે
ઊગરતુ રહે અણુ અર્ક દળી આણી ગાળે
તે નદી નામ ધરાય ન્હાય સહુ મહિમા ભાળે
ગર્વભરી ગાજે અખા! શરૂ ન લહે સરિતા સહી
જેમ સાગર તેમ શ્રીહરિ વચ્ચે જીવનદી વહી "

(અનુભવબિંદુ ૧૧)

ઉપરના ઉદાહરણોમા અલકારતત્ત્વ વીસરીને, કવિના પ્રયોજનને ભૂલીને પણ આપણે કવિતા માણી શકીએ છીએ એના પ્રયોજનને સાધવામા અર્થાત્ અલકારની કાર્યક્ષમતામા પણ તેને અસાધારણ સફળતા મળે છે સદ્ગુરુના પ્રત્યક્ષ પરિચયથી શિષ્યનુ હૃદય પ્રસન્ન થાય છે એ વર્ણવવા કવિ કહે છે —

" જેમ શરદકાળે અબર ઓપે નીર નિર્મળ હોય ઘણુ,
—સદ્ગુરુસંતપ્રતાપ આયે એવુ કરે મન જત તણુ "

(અખેગીતા, કડવુ ૩૯)

ઘનની રીતે પ્રવર્તતા સદ્ગુરુને વર્ણવતાં વરસતા પર્જન્યનો ધ્વનિ કવિ સાધે છે અવિદ્યારૂપ પ્રપંચને અયોગ્ય રસ્તે ફિટાવવા જતાં એ અળગો થતો નથી, જ્ઞાનથી જ અળગો થાય એ દર્શાવવા અખો મરીચિજલ સંભારે છે:—

> " પ્રપંચ કેરું પેખનું—તે મરીચિજળવત સદા
> તે ઉલેચ્યે ઓછુ ન થાય, એમ સમજ્યે શ્રમ ગયો તદા "
>
> (અખેગીતા, કડવુ ૩૮)

જીવને જ્ઞાનની આરત હોય તો ક્યાંકથી પણ જ્ઞાનપ્રસાદ તેને મળશે, જેમ છીપની સુરત્યનો તાણ્યો પર્જન્ય વરસે છે કોઈ કોઈ વખત અખાની વાગ્મિતા વેગીલી થાય છે અને આપણે એની સાથે ત્વરાથી ગતિ કરીએ છીએ કવિ શૂન્યવાદીનો વિરોધ કરે છે:—

> " ધૂંધવાતો ધોખે ભર્યો — તે શૂન્યવાદીનો વાદ—
> ધૂમ્રભર્યો, અતિ ધૂખળો, તે ચાલ્યો જાય અનાદિ
> તે કાઠ નોહે, કૃશાનુ નોહે, અને કરે તે ઘોર અંધાર
> દારુના દલથી ટળ્યો, અને ઝળકયો નહિ લગાર.
>
> (અખેગીતા, કડવુ ૨૫)

કૂટસ્થ આત્મતત્ત્વ નહિ સ્વીકારનાર સિદ્ધાન્તની કવિએ આબાદ ઠેકડી ઉડાવી છે ધુમાડાની શી સાર્થકતા ? ન રહ્યો તે લાકડું અને ન થયો તેનો પ્રકાશ એવી શૂન્યવાદની ફિલસૂફી છે જીવન્મુક્તને જગત અને સસારમા કશો અવરોધ રહેતો નથી તે દર્શાવવા મીન ને નીરનુ પ્રતિરૂપ કવિ ઉપાડે છે:—

> " ભૌતિક ભાવના ટળી તેને ભાસ્યુ ચિદ્ આકાશ
> રોધ ન પામે મીન જેમ—તેને નીર મધ્ય અવકાશ—

નેન ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ
તેને નીર શીંગીને નભ થય જે આપ રહે અવકાશ "

(અખેગીતા કડવું ૧૪)

નીર ફિટાવીને નભ કરવાનો અખા જેવો સમર્થ પ્રપંચ ગુજરાતના કોઈ મધ્યકાલીન કવિએ કર્યો નથી એના વિચારો, એના અવલોકનો, એની દલીલો, એનુ જ્ઞાન, એના કટાક્ષ, એની ઊર્મિઓ ઉચિત પ્રતિરૂપો દ્વારા ચિત્રાત્મક, મૂર્ત, ગતિશીલ ને ધ્વનિશાળી બને છે સર્વદા આકર્ષક અને વારવાર રમણીય એવા પ્રતિરૂપોથી ખુશ્બોદાર બનેલી આ કવિતામા શૂર અખાએ અણદીઠુ ખરે જ દીઠ્યુ છે

[ ૭ ]

વેદાન્તની સાધનાએ અનેકાનેક જીવોને મુક્તિ અપાવી છે અથવા જીવનમા પુરુષાર્થનુ કેન્દ્ર આપી સ્થિરતા, સ્વસ્થતા ને સમતા આપ્યા છે ઉપરાન્ત તેણે દેશમા વિચારની આહ્લાદક મુક્તતા, સૂક્ષ્મતા, ઉડ્ડયનશીલતા આપ્યા છે જેનુ સુભગ દર્શન અખાની સમગ્ર કવિતામા સહેજે થાય છે

સસ્કૃત કાવ્યશાસ્ત્રની પરિભાષા યોજીએ તો આપણે અખાની સ્વભાવોક્તિ, વક્રોક્તિ ને ભાવોક્તિ (રસોક્તિ) વિલોકી એમાયે અખાની વિશિષ્ટ ખૂબી વક્રોક્તિમા વરતાય છે વક્રોક્તિ એટલે કથનની ચમત્કારક ખાસ ભગિ કવિને ઘણુ કહેવાનુ છે એ મનોગત વિચારપ્રધાન નથી, અનુભૂતિ છે, અર્થાત એ મનોગતમા અખાનુ સમગ્ર સવિત્ પરોવાયુ છે એનુ નિરૂપણ આપણે ચોકી-જઈએ એ રીતે કરે છે—આપણી નીતિ રીતિ ને દભ પાખડને ઝાપટમા લે છે તેથી જ નહિ, પરતુ તેનુ કથન ધૂટેલુ ને ધારદાર બને છે તેથી સામાન્યપણે કહીએ કે ચિત્રો માટે છપ્પા, સૂત્રો માટે ચરૂપદી ચોપાઈ, વિચારવહન

માટે દેશી, ભાવાવિષ્કાર માટે પદ, એમ વિવિધ રચનાઓ તેને બરાબર ફાવી છે. ઉપમેય અને ઉપમાન, હૃદ્ગત અને તેને ચિત્રિત કરતું પ્રતિરૂપ એવાં ઓતપ્રોત થઈ જાય છે, એટલાં સમાસોક્ત છે, એવડાં સમાન્તર વિસ્તરે છે, કે વિશ્વના પદાર્થો એની વિચારણા માટે જ સર્જાયા હોય એમ ભાસે. બીજી રીતે કહીએ તો તે પદાર્થો અખાની વિચારણાથી ભારેલા થઈ જાય છે. એને જાણે એ પદાર્થોમાં રહેવાને ને નામ પામવાને ચિર સ્થાન મળી ગયું ! એ દ્વારા વિષયને અનુરૂપ સૂક્ષ્મતા ને વિશાળતાની પ્રતિપત્તિ તે કરાવે છે. પ્રતિરૂપ ક્ષુદ્ર હોય કે રમ્ય, અખાનો અર્થ સરે તો બસઃ અખેગીતામાં મૂષક પણ ખપમાં લીધો છેઃ

" જેમ હિમના પર્વત વિષે મૂષક ચાલે મખ્ય,
તેણે ખણ્યા વહોણી ખાણ્ય થાય-એવી ઉષ્ણાની સિખ્ય.
અદ્રિમાં આકાશ તેને. મહાકળા મૂષક વિખે,
—તેમ ભૌતિક ભાવના નિહાં નહિ, જે અણુલિંગી આતમ લખે "

(અખેગીતા, કડવું ૧૪)

તો પ્રકાશથી સમરસ કરતી ચંદ્રિકાનું દર્શન પણ કવિ કરાવતો જાય છેઃ

" જેમ જાય ઋતુ જલદ, શરદ ઋતુ રૂડી દીસે;
દામિની દમક પલાય, વાય હર્ષે મન હીસે.
ચતુર્દિશ ચમકે ચંદઃ ધંદ સહુ મનનું ભાગે;
તેમ ભાગે ભવભ્રાન્તિ, કાંતિ દ્વિતીયાની આગે.
વિમલ વપુ હોયે વળીઃ ચતુર લિંગ દેખે, લહે,
ચિદાકાર ચિન્મય અખા ! ધ્યાતા ધ્યેય સમરસ રહે "

(અનુભવબિન્દુ, ૧૫)

૬-૧૧-૧૯૫૭ — વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## ચાર શૈલીઓ

'જેવુ લેખકનુ જીવનદર્શન તેવી તેની શૈલી અને તેની દિવ્યદૃષ્ટિ અલૌકિક અમૂર્ત ભાવનાઓને સેવનારી હોય તો શૈલી તેવી પણ નિરાકાર અને જો એ દિવ્યદૃષ્ટિ એકતાવાળા પ્રકૃતિ ને ભમવામા મોજ માણનારી હોય તો શૈલીમાં અમોઘ ચોકસાઈની સાથે સાથે આમદ દીનતા અને શુભ્રતા અને પ્રગટે જો દિવ્યદૃષ્ટિ તથા ઐહિક જીવનમ ભોગવનારી હોય તો જીવનેબ મિષ્ટતા અને અમળ આકાર શૈલીમા આવે અને જો એ ભાવના તથા વસ્તુવિધાનનો દુર્ઘટ સમન્વય કુનેહ મદદથી સાધતી હોય તો શૈલી પણ તેજસ્વી ને રસાળ હોય, ચિત્રાત્મક હોય—આડંબરી બન્યા વિના ઉચિત શણગાર ને સહજ સૌંદર્યથી દીપતી કોઈ ચમકતી દેવમૂર્તિ જેવી હોય'

—વિ ક વૈદ્ય 'જૂઈ અને કેતકી', પૃ ૭૫

## કવિનો ઐતિહાસિક સંદર્ભ

રાસમાળા નોંધે છે : 'ઈ સ ૧૫૭૨ના નવેમ્બર મહિનાની ૧૮મી તારીખે મહાન અકબરે પોતાનો વાવટો અમદાવાદના નગરની પડોશમા ફરકાવવા માંડ્યો' તે અગાઉની નવેમ્બરનો દિવસ સાહિત્યના ઇતિહાસમા પણ યાદગાર જેવો નિમાયેલો હતો શાન્તિનું જે બીજારોપણ તે દિવસે થયુ તેમાંથી પાંગરેલી વૃક્ષરાજિની છત્રછાયામાં અખા, પ્રેમાનંદ ને શામળ જેવા સમર્થ કવિઓની પ્રતિભા પોષાવાની હતી મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસમાં આ (ઈ સ ૧૫૭૩–૧૬૬૩) સૌથી વધારે આબાદીનો સમય છે અકબરની સમુન્નત કારકિર્દીનાં છેલ્લા બાર વર્ષ આ જમાનામા જ સમાય છે અને તેની ડહાપણભરી, કામેલ ને દયાળુ રાજ્યનીતિનો પ્રતિશબ્દ મીરઝા અઝીઝ કોકા, શાહજહાન તથા દારા શિકોહની સુખપ્રચારક સૂબાગીરીમાં પડેલો આપણે જોઈએ છીએ સલામતી અને સ્વસ્થતાના આ વાતાવરણમાં ઊંચી કારીગીરીના જે કેટલાક સુંદર જાહેર બાંધકામો થઈ શક્યા, તેમાંનાં ત્રણ મુખ્ય હતા

શાહીબાગ (ઈ સ ૧૬૩૨), અજમનખાનનો મહેલ (ઈ સ ૧૬૩૭) અને ગણપુરનો પ્રખ્યાત ઐતિહાસિક કિલ્લો તથા મહેલ (ઈ સ ૧૬૪૦)

આ ઊજળા ને આકર્ષક ચિત્રના ઘેરા રંગો પણ છે - મલીક અંબરની સૂરતની લૂટ (ઈ સ ૧૬૦૯) તથા ઓરંગઝેબની બે વર્ષની સૂબાગીરી દરમિયાન થયેલા ઝગડા ને અમ્મપુર જૈન દેવાલયનું ભ્રષ્ટીકરણ (ઈ સ. ૧૬૪૪) સત્તરમી સદીના ઉત્તરાર્ધ ને અઢારમીના પૂર્વાર્ધમા જે કાળો કેર મચે। દુષ્કાળોએ વર્તાવ્યો તેને મુકાબલે તો આ યુગ અદ્વિતીય શાંતિ સામ્રાજ્યનો હતો સુખસંપત્તિને લીધે એશઆરામ, વિલાસ ને સ્વચ્છંદ આ યુગના પૂર્વાર્ધમા સારી રીતે વધ્યા હોવા જોઈએ...પ્રજા રંગીલી ને બધા ઈશ્વરવિમુખ ન થઈ હોત તો અખા ભક્ત ('છપ્પા'મા) તેની પર વર્ષાવી છે તેવી અગ્નિ, ઉન્મૂલક કટાક્ષધારાની જરૂર પડત નહિ કે ન જરૂર પડત પતિત પ્રજાના ઉદ્ધાર માટે જન્મનાર પ્રેરિતજન જેવા જ તેના સીધા ચોટમધ ને અચૂક ઉપદેશોની તેની પોતાની પેતાનતક્ષી મેધા તો 'અખેગીતા' ને 'અનુભવબિંદુ' જેવા દુર્બોધ ગ્રંથમણિઓમાં જ ખરો આવિર્ભાવ પામી શકી

—વિ ક વૈદ્ય, 'સાહિત્યદર્શન' પૃ ૬૧-૬૬

* * *

'અ દનેશ્વર તાલુકાના વ-ખોન ગામમા થઈ ગયેલ અરજુન ભગત ...આપણા જમાનાના (ઈ સ ૧૮૯૨) છે. પણ આપણા જમાનાના હોવા છતાં તેઓ પોતે અગ્રેજી અસરથી મુક્ત રહે છે ..નામસ્મરણમાં પોતાના ગુરુ નિરાત ઉપરાત કબીર મીરાંબાઈ, નરસિહ મહેતા, ધીરો, અખો, સુરદાસ વગેરેને સભાર્યા છે, અને એ બધા કવિઓની છાપ તેના કાવ્યમાં આપણને જણાય છે કવિના દૃષ્ટાન્તો અખા જેવા સચોટ છે"

—રા વિ પાઠક, 'કાવ્યની શક્તિ, પૃ ૨૩૯, ૨૪૦, ૨૪૫

## કવિ અને તેની કૃતિઓ

'દુરારાધ્ય' સંશોધનવૃત્તિને તો અખાના જીવનમા ત્રણ-ચાર જ

ભિન્ન સંશયાતીત લાગે છે તેમાંની પહેલી તો આને મળતી વાત કે અખો નામે સાહિત્યકાર ગુજરાતમાં થયો છે ખરો, નથી થયો એમ નહિ, બીજી, તે સોની હતો, ત્રીજી વાત એ સાચી છે કે તેણે ગોકુળ ને શ્રીનાથજીની યાત્રાઓ કરી, ગોકુળના ગોકુળનાથ મહારાજનો (ઈ સ ૧૫૫૨–૧૬૪૧) તેમજ શુદ્ધાદ્વૈતસંપ્રદાયસ્થાપક વલ્લભાચાર્યજી તથા તેમના પુત્ર–પૌત્રનો પરિચય તેને હતો અને ચોથી નિશ્ચિત વાત એટલી જ કે ઉપર કહ્યું તેવા અખાએ તેની એક મોટી કૃતિ 'ગુરુશિષ્યસંવાદ' ઈ સ ૧૬૪૫માં તથા મુખ્યતમ યાને ઉત્તમ કૃતિ 'અખેગીતા' ઈ સ ૧૬૪૯માં રચી હતી

—વિ. ક વૈદ્ય 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ. ૬૩

અખાની કૃતિઓ અખાની વાણી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અખાના છપ્પા સંપાદક ઉમાશંકર જોશી અખાકૃત કાવ્યો સંપાદક નર્મદાશંકર દે મહેતા ઈ સ ૧૬૪૧થી ૧૬૫૬ દરમિયાન લખેલા એનાં દસેક ગુજરાતી કાવ્યો પૈકી મહત્ત્વનાં છ રચનાક્રમાનુસાર 'પંચીકરણ', 'ગુરુશિષ્યસંવાદ', 'ચિત્તવિચારસંવાદ', 'અનુભવબિન્દુ', 'અખેગીતા' છે તે ઉપરાંત તેના સમગ્ર કવનકાળમાં આશરે ૭૫૦ (કે ૬૨૫) છપ્પા તથા ૧૪૨ પદો (હિંદી પદ સહિત) પ્રસિદ્ધ છે અખાકૃત 'પંચદશીતાત્પર્ય' અને 'બ્રહ્મપદપ્રાપ્તિ'ની હસ્તપ્રત પ્રાપ્ત થઈ નથી જંબુસર તાલુકામાં કહાનવા ગામે કલ્યાણદાસજી મહારાજના "ભગના"માં અખાની કૃતિઓની ઘણી પ્રતો છે ગાદીપતિની રજાથી મેળવીને કવિ 'સાગરે' "અપ્રસિદ્ધ અક્ષયવાણી" પ્રગટ કર્યું છે અખાએ પાંચસાત હિંદી ને પંજાબી કાવ્યો રચ્યાં છે જુઓ પ્રો કોઠારીનો લેખ 'વેદાન્તી કવિ અખો'

### કવિ વિષે બીજા વિવેચકો

'સામાન્ય રીતે પ્રેમાનન્દ શૃંગાર કે કરુણરસ માટે વખણાય છે, પણ તેનો હાસ્યરસ પણ કાંઈ ન્યૂન નથી .શામળમાં જે કાંઈ રસ છે

તે કથારસ છે—કથાચમત્કાર છે. અખો જ આ રસમાં આગળ મૂકી શકાય તેવો છે. પણ...પ્રેમાનન્દ અને અખાના માર્ગો જ ભિન્ન છે... અખા આગળ વાંચનારે હસવું એ પણ જાણે છૂટ લેવા જેવું લાગે છે, માત્ર અખો એકલો (કટાક્ષબાણ) મારતો જાય છે, હસતો જાય છે અને મારીને કોઈની સામું પણ જોતો ન હોય એમ લાગે છે. પ્રેમાનંદ... પોતે હસે છે, વાંચનારને સાથે હસાવે છે, અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે તેને પણ સાથે સાથે હસાવે છે તેના હાસ્યમાં...માનવ-માત્ર તરફ—જેની ટીકા કરે છે તેના તરફ પણ—પ્રેમ દેખાય છે.'

—રા. વિ પાઠક, 'કાવ્યની શક્તિ', પૃ. ૮૧

•

'નળાખ્યાન મુખ્યત્વે હાસ્યરસનું કાવ્ય નથી. તે મુખ્યત્વે કરુણ-રસનું કાવ્ય છે. નળાખ્યાન દુઃખની જ કહાણી છે, પણ કરુણ અને હાસ્ય ઘણી વાર ભેગા જ વહે છે.'

—એજન પૃ. ૧૧૦

'એનાં વેદાન્તનાં પુસ્તકો જ્ઞાન ઘણું આપે છે પણ તેથી વાંચ-નારનું કોમળપણું વધતું નથી—સચ્ચિદ્ થવાય છે, પણ સચ્ચિદાનંદ થવાતું નથી...અખાએ જે વેદાન્ત લખ્યો છે તે કવિને લખવાના વિષયને યોગ્ય નથી. તેમાં શુદ્ધ કવિતા થોડીક છે.'

—નર્મદાશંકર, 'નર્મગદ્ય

"નરસિંહ મહેતા અને મીરાંનાં કોઈ કોઈ ઊર્મિકાવ્યો વિશે આપણે ગુજરાતીઓ એક અવાજે સ્વીકારીશું કે એ 'ઇન્સ્પાયર્ડ' 'ત્રીજા નેત્રની પ્રસાદી' છે. અખાની ટીકાની ધગધગતી શિખાઓ વિશે પણ આપણે કેટલેક ઠેકાણે સંમત થઈ શકીશું કે એ અગ્નિ અલૌકિક (આવો 'પ્રોફેટિક' સેટાયર બાઈબલમાં છે, કુરાનમાં છે, ભાગવતમ્‌-પણ આરંભે કલિયુગનાં લક્ષણોનાં વર્ણનમાં છે)"

—બ. ક. ઠાકોર, 'લિરિક,' પૃ. ૧૨૪

'અખો મધ્યકાલના કવિમાત્રમાં સૌથી અધિક બુદ્ધિવૈભવી છે. નરસિંહ કે દયારામની જેમ...પ્રભુસાક્ષાત્કાર...પ્રસંગે ઊંડી ઊર્મિમયતાથી ગાય છે; પણ સહજતાથી ઊર્મિવશ એવા એ બંને કરતાં, જેમ કલ્પકશ્રી પ્રેમાનંદ ને રંજનવિશારદ શામળ કરતાં પણ, તેની બુદ્ધિમત્તા વધારે તીક્ષ્ણ ને પ્રતાપી છે. તેમાંથી જ એનું વારંવારનું આશ્ચર્યજનક પ્રાગલ્ભ્ય જન્મે છે. વધુમાં, એ બુદ્ધિ શુષ્ક નથી. એ અદ્વૈતના અનુભવરસિકની છે. એ 'આતમની સૂઝે' ઓપન્તી છે. તેથી જ અખામાં સ્થિતપ્રજ્ઞની સમતા છે, તેથી જ અખાની અક્ષર સિદ્ધિઓમાં અમોઘ પ્રાણવત્તા છે.'

—વિ. ક. વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ. ૭૨

Whatever of philosophy has been made, poetry is alone permanent — W. B. Yeats

× × ×

Have not the greatest philosophers been more than half poets? — Dean Inge

## અખે–ગીતા

### કડવું ૧ : હરિ-ગુરુ-સંતની સ્તુતિ

ૐ નમો ત્રિગુણપતિરાય જી
સર્વે પહેલો જે પૂજાય જી;
અગમ અગોચર જેને શ્રુતિ ગાય જી
ચરણ ચિંતવી હું લાગું પાય જી.

ચરણ ચિંતવી સ્તુતિ કરું ચિદ્દશક્તિ બ્રહ્માનંદની;
અણછતો અજો અધ્યારોપ કરે : તે કથા નિજ આનંદની.
ગુરુ ગોવિંદ : ગોવિંદ ગુરુ; નામ યુગલ, રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને. કરું બુદ્ધિમાને વિવેક.
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન વાણીને અગમ;
તેનો લક્ષ આપી શકે તે માટે ગુરુ તે બ્રહ્મ.
શ્વાન શૂકર બિડાલ ખર—તેના ટોળાનો જે જંત;
તેને મૂકે હરિ કરી. જહિ મળે સદ્દગુરુ સંત.
ગુરુમહિમા છે અતિ ઘણો : કો સમજે સંત સુજાણ,
તે ગુરુ–ગોવિંદ એકતા ભજે, જેને લાગ્યાં સદ્દગુરુબાણ.
જેમ રવિ દેખાડે રવિધામને તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરુ : ગુરુ–ગોવિંદ એવું નામ.

ચેન શમ્યાં જે સંતનાં તે ગુરુ–ગોવિંદ એકતા ભજે;
બીબા માંહે રસ ભર્યો ને વણઘડ્યું રૂપ નીપજે—
જેમ સુવર્ણ કેરી મહોર માંહી અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરુભજન માંહી સર્વ આવ્યું, જો મન વળે ગુરુચરણ ભણી.
જેમ બધિર ન જાણે નાદસુખને: સ્વાદ ન હોય રસના વિના;
તેમ ગુરુ વિના હરિ નવ મળે : જેમ ભોગ ન પામે નિર્ધના
કહે અખો : સહુકો સુણો જે ટાળવા હીંડો જંતને
એ આરત શું ઉરમાં ધરો ? તો સેવો હરિ–ગુરુ–સંતને.

કડવું ૨ : વેદાન્તી કવિઓની સ્તુતિ

કવિજને આગે ગ્રંથ બહુ કર્યાં જી
વિધવિધ કેરા જુગતે વિસ્તર્યાં જી.
ખટ દર્શનના મત બહુ ઓચર્યાં જી.
પૂર્વના કવયિતા મેં ઓધર્યાં જી.

ઓધર્યાં બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીતિ છે.
"સૂર્ય આગળ ખદ્યોત કશો ? " એવી બોલવાની નીતિ છે :
'જાહ્નવી આગળ જેમ વોકળો; સુરતરુ આગળ બદરી જથા;
પારિજાતક પાસે અરણી; મહાકવિ આગળ હું તથા :
ગરુડ આગળ જથા કુરરી; સાગર આગળ કૂપ;
મેઘ આગળ જથા ઝાકળ, ક્યાં તેલ ને ક્યાં તૂપ ?
બાવનાચંદનની બહેક આગળ કશો શોભે કરીર ?
કશું નીર નવાણનું, કશું રસકૂપીનું નીર ?

પારસના પ્રતાપ આગળ અન્ય વિદ્યા કોણમાત્ર ?
કિહાં ક્ષુદ્ર દેવઉપાસના, જિહાં કરે અક્ષય પાત્ર ?'
—એવાં કવિજન ગ્રંથઆદે ગલિત વચન બોલતા હવા.
કહું: કોપ ક્રોધ કરો રખે. હીંડું બાળકબુદ્ધિ બોલવા.
તેણે ગ્રંથ પહેલું એમ જણાવ્યું,'અમો મગણ જગણ નથી જાણતા.
તુક ચોઝચાતુરી ઝડઝમકો અમો લહ્યા વિના નથી આણતા.'
એમ ગલિતપણે ગરુઆ થયા : કરુણા ઉપજાવી કવિજનને.
હું તો એટલું કહીને સ્તવું : રખે કવિ જાણો મુજને.
હું તો જેમ દારુ કેરી પૂતળી ચાળા કરે અપાર.
પણ કાષ્ઠ માંહે કાંઈ નથી. એ તો કળ ચાંપે સૂત્રધાર.
કહે અખો : સહુકો સુણો : એમ સમજો નિજ જંતને.
ઇચ્છો પરમ પદને પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને.

### કડવું ૩ : વેદાન્તના પ્રાચીન શ્રોતા-વક્તા

અણછતો આત્મા તે શું ઓચરે જી ?
આપનું વર્ણન તે આપે કરે જી ?
જીવ તણું પદ જાતાં જે નીસરે જી,
સાંખ્ય-યોગ જોતાં જે હરિ ઊગરે જી—

ઊગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિક જે અહીં રહ્યા,
તે હરિને તમો ઓળખો, જે આદિપુરુષે અજને કહ્યા.
જે પદ શિવના તન પ્રત્યે દત્તે કહ્યું વિશદ કરી,
આકાશવત્ *કરી કથ્યા પડાનને ઉરમાં ધરી.

* કેરી કથા

વિધિ વસિષ્ઠે કહી કથા રઘુનંદન આગળ જે હ;
આર્ણવ બ્રહ્મવિદ્યા તણો, ભાઈ ! દેખાડયો છે તે હ.
અનંત પ્રકારે અચ્યુતે કહ્યું ભારતને જ્ઞાન :
ગીતા ગાઈ ગોવિંદે : કર્મયોગ નિદાન.
સમજાવ્યા સાને કરી જનકે જે શુકદેવ;
મહામુક્ત થઈને પરવર્યા જ્યારે જાણ્યો અંતરભેવ.
ભીષ્મે ભગવાન સાનિધ્યે પાંડવ પ્રત્યે જે કહ્યું :
શાંતિ પર્વે શાંત કીધા—હત્યાનું હારદ ગયું.
વેદવ્યાસે વેદ વહેંચ્યા કર્મધર્મ પોષ્યા જીવને;
તેની દાઝે લાગ્યા દાઝવા જે 'ન જાણ્યા નિજ શિવને.'
પછી નારદે નારાયણ કેરુ નિજ જ્ઞાન કહ્યું મહાદ્વિજને :
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાગી, જ્યારે કૃપા કીધી અંતજને.
શિવે કહ્યું શિવા પ્રત્યે નિરાલંબ નિજ ધામ :
અમર કીધો આતમા (જેનાં) અદ્યાપિ સહસ્ર નામ.
કહે અખો : વસ્તુજ્ઞાન વિના કુશળ ન હોય જંતને.
નિજ ધામ હીરો પામવા તો સેવો હરિ-ગુરુ-સંતને.

## કડવું ૪ : અજ્ઞાની જીવની દુ:ખદશા

જે જતે ન જાણ્યો નિજ આતમા જી
તે ભટક્યો ભર્મ્યો માયાના સાથમાં જી,
જેમ રયણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાં જી
પણ દિવસે દિશમોડયો રડવડે રાતમાં જી.
રાત માંહે રડવડે ઘણું અજ્ઞાને આવર્યો છતો;
તે નિજ આત્માથી ઓતળીને વિચરતો માયાવતો,

જેમ સૂતો નર નિદ્રા વિષે માયા બહુ બીજી રચેઃ
કારજકારણ પોતે થઈને નિદ્રાવશ માંહે પચે.
આપથી ઓતજ્યે થકે અસંભાવના ઊપજે;
પછી વિપરીત ભાવના મન આણે : દુઃખ પામે થોડે ગજે.
પંચપર્વા માયા અવિદ્યા—હું મારું આદિ સહિ—
ફરે ફેરા બહુ ભવ વિષે, જેમ મણિનિર્ગમે અંધ અહિ.
તે ભોગ દેખી ભૂર થાયે લડાવવા ઇંદ્રિય-વિખે;
સંસારનાં સુખ સત્ય જાણી કર્મમોદક નિત્ય ભખે.
કર્મજડને કર્મ વહાલાં : મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરીફરી તે આચરે, પણ ટળે નહીં દેહ, ચર્મનો.
પરમાત્માને પૂંઠ દઈને આત્મા ઇંદ્રિયને જુએઃ
ઇંદ્રિયની દૃષ્ટિ વિષય સામી : એમ આપોપું નર ખુએ.
વિષય વિરક્ત કરે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સન્મુખ ના હોય શિવને.
સંસારનાં સુખ અદકાં દેખી કિરપા માને ઈશ્વરીઃ
અંતરમાંહેનું જ્યાંન (જ્ઞાન) ન જાણે, જે પ્રાણપતિ ગયો વીસરી.
કહે અખો : સહુકો સુણો : જો આણો જીવના અંતને,
(જો) હીંડો પરમ પદને પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને.

પદ ૧ : અજ્ઞાનથી જીવદશાની પ્રાપ્તિ

જીવની આદિ વિચારો, રે પંડિતો !
આદિ જોતાં તે અનાદિ દીસે.
દેહ તણી છાયા સમાયે દેહ વિષે,
—ારે મધ્ય આવે સૂર્ય શીશે.—જીવ૦

તનમનને ઓળખ્યા વિણુ આફળે:
જેમ કર્ણધારક* નિજ નાવ નિર્મે
તે જ કર્ણધાર* તેણે નાવ બેઠો થકો
પછે પરવશ પડ્યો પથ કર્મે.—જીવ૦

તનમન-નાવડું જીવ ગણે માહરું:
ભવસાગરમધ્ય કાળ એડે.
કર્મના વાયુને વશ લાગ્યો ડોલવા,
ત્યારે હાથથી વાટ વટકી જ નેડે—જીવ૦

ભ્રમે ભ્રમે ભટકે ઘણા ભવ વિષે
ગુરુ-ગોવિંદના શરણ પાખે.
માયારૂપિણી મા જ વહાલી, અખા!
જાણીને જનની, ભેદ રાખે—જીવ૦

કડવું ૫ : જીવ ઉપર માયાનો દગો

મર્મ ન સમજે જે માયાતણો જી.
તે નર જાણે 'હું ઘણું બોલણો' જી.
તેને જાણે જનની આપણો જી,
જે ભવ ભટકે સૌથી અતિ ઘણો જી.

ભવ માંહે ભટકે ઘણું અને પોતાનો કરીને ઠગે,
જેમ વિશ્વાસીને વીંધે વેરી: દીન થઈ મારે દગે.
જેમ પાળે બેરીને ખાટકી : તેને ભક્ષ્ય ભોજ્ય આપે ઘણું.
પછી વધ કરે વારુ કરીને—એ લક્ષણ અજા તણું.

* 'સૂત્રધાર'

મેંઢા જાણે : માહરેઃ પાલક પોષક છે ઘણી.
તેને આપ જાય અર્પવા. મોટમ મનમાંહે ઘણી.
વાત્સલ્ય જાણી વામદક્ષિણ વણુદોર્યો કેડે ફરે.
તેને મહાજન મુકાવવા કરે, તો ય તે સાથ જવનને સંચરે.
હાથ ફેરવે ઉપર થકો. મનમાં હેતુ જાણે તેહને,
પણ સૂનીને મન વાત અળગી : તે ભાળે ભારે દેહને.
અળગા આશય બેઉ તણા : લોભે લાગ્યો અજ હળે.
ને જવન જાણે ભક્ષ કરું, જો ઘણેરું વપુએ વળે.
ચરણુ ઊંચે અધો મુખે નેટ તે શાખે સરે.
—માયા કેરી રીત એવી, અન્તે જંતને એમ કરે.
વિષય દેખાડે વિશ્વ ચિત્રવિચિત્ર, ચિત્તે ધરે.
પછી પંડિતને પૂછે, 'પ્રભુ! મહાભોગ કેમ પામીશ સરે?'
ત્યારે પંડિતરૂપે બોલે માયા કર્મની કીર્તિ ઘણી;
વિત્ત હરીને વાટ દેખાડે; નાના વિધિ કહે ભણી ભણી.
કહે અખો : રુચિ ઊપજે, જો એવું પોષે જંતને.
કર્મઘેન હીડા વામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને.

કડવું ૬ : માયાથી જીવને સંસારબંધન

એમ એ માયા વેષ નાના ધરે જી,
કર્મધર્મના શબ્દ નાના ઓચરે જી,
જીવ કેરા મનને અતિ ઘણું આવરે જી;
[illegible]ન ભવફેરા ફરે જી.

ફરે ફેરા બહુ ભવ વિષે, અને વિષયનો તાણ્યો વહેઃ
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતો રહે.
કર્મનાં ફળ લખે માયા, વળી માયા બેઠી તે કથેઃ
શબ્દ કેરે બાંધણે, ભાઈ! બાંધી જીવ રાખે જથે.
અંતરમાંથી મનરૂપે સંકલ્પવિકલ્પ સુત જણે
નિમેષ માંહે નવનવા, જેમ ઇંદ્રજાલિક ગુટિકા ગણે
કર્મફળ ને જીવ કેરો જોગ માયા મેળવે;
(ને) વિષયતૃષ્ણા માંહે મૂકી એમ જંતને જોડવેઃ
સ્વર્ગ કેરા ભોગ વખાણે; વળી બીક દેખાડે નર્કની;
તે કામનાએ લાગ્યો ફરે, ભાઈ! ગતિ જેવી કૂપચક્રની.
કામ ધામ ને ધન દારા માત પિતા સુત બંધવા
વર્ણ વેષ ને રૂપ મુદ્રા નમણુ ઠમણુ દેવ વંદવા
ચાલ્ય ચાતુરી ચૌદ વિદ્યા અવિદ્યા સર્વ સાધના
પંડિત કવિ ને ગુણી દાતા—સર્વ માયા કેરી આરાધના.
રમે રમાડે આપ માયાઃ નીચો ઊંચો લઈ ચડે
જેમ મર્કટ હીંડે માગતો (ને) ભિક્ષુક કેડે રડવડે.
—એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કોઈ લહે નહિ :
દોરીસંચારો માંહી માયાનો. ભૂલામણ મોટી એ અહીં.
કહે અખો : સહુકો સુણો : તમે જુઓ અંતર તંતને.
એ જાળ માંહેથી તો જ નીસરો, જો સેવો હરિ–ગુરુ–સંતને.

કડવું ૭ : માયાથી બ્રહ્માંડની ઉત્પત્તિ

માયા મોટી જગ માંહે નટી છે.
તે આગળ કોઈ ન શકે ખટી છે.

હરિ હર અજથી આગળ વટી જીઃ
સમજી ન જાય એવી માયા અટપટી જી.

સમજી ન જાય એવી માયા : દીસે નહીં, ને બલવતી,
ચૌદ લોકની આદિ માતા ૐકાર પહેલી એ હતીઃ
ત્રિગુણ પહેલી; શૂન્યસ્વામિની; જેણે ગુણ જનમી ઊભા કર્યા.
પછી જનની થઈ જોષિતા · બલ ચોપી પોતે વર્યાં.
ચિદ્દશક્તિ ચતુરા ચરાચર ગુણ સાથે ભજે વળીઃ
દેવ દાનવ નાગ માનવ રમે રમાડે એકલી.
ઊર્ણનાભ જેમ ઊર્ણા મૂકીને તે પાછી ભખે,
તેમ માયા ચિદ્દશક્તિ; માટે મોટું સામર્થ્ય એ વિખે.
ત્રિગુણ થઈ તે ચોવીસ રૂપે—તેના ભેદ કહું કથી :
જેમ જળ જમાયે શીતયોગે તેને જડતા પ્રગટે માંહીથી.
સત્ત્વ રજ તમ રૂપે થઈ માયા. પછી એક એકના બહુ થયા :
પંચ ભૂત ને પંચ માત્રા તામસનાં નીપજી રહ્યાં.
રાજસનાં ઇંદ્રિય દશે (અને) દશે તેના દેવતા
ઇંદ્રિય ઇંદ્રિય તે વસ્યા આપાપણાં સ્થળ સેવતા.
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે તે સત્ત્વ ગુણથી ઊપનાં,
—એ સૃષ્ટિનાં ચોવીસ કારણ માયાશબલિત રૂપનાં.
પ્રકૃતિ તે પંચવીશમી—પરિવાર સર્વ તેનો કહ્યો.
પણ છવીસમો પરમાતમા જથારથ જેમ તેમ રહ્યો.
કહે અખો મહુકો સુણો : એ કહ્યું છે ધીમંતને;
એમ સમજે તો કામ સરે નરનું, જો સેવે હરિ–ગુરુ–સંતને.

કડવુ ૮ . માયાથી ઉત્પત્તિ ને નાશ

એણે અનુક્રમે જગતને જાણીએ જી
ત્રણે ભુવન માંહિ માયા પ્રમાણીએ જી
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યુ જાય વાણીએ જી,
તેટલુ સર્વે માયા વખાણીએ જી

માયા વખાણીએ માટે એણે દૃષ્ટ પદારથ જેટલો,
શ્રુત પદારથ જે જે કહાવે—પાછો વણસે તેટલો.
ઊપન્યુ તે અળપાય નિશ્ચે બ્રહ્મા આદિ કીટ જે.
'જે જાયુ તે જાય' જાણી અમર સશય મેટજે
અમર દાનવ ધ્રુવ તારા ચદ્ર સૂરજ જાયે વિલે -
જાય જોગી અષ્ટાગ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભલે ?
લીલાવપુ જો ધરે નિર્ગુણ તો ય નેટ પાછો વળે
કાળ માયાનુ નાટક એવુ, જે ઉપજાવી અહર્નિશ ગળે
જેમ કગસણી ઉછેરે કરમણુ તે કાચુ પાકુ સર્વે ભખે,
તેમ જગત કરસણુ કાળ માયાનુ તે ન મૂકે ખાધા પખે
જેમ મેઘના બિદુ નાના મોટા રેલાઈ પૃથ્વીએ પડયા,
તેમ માયાને મન સહુ જ સરખા આપ પોતાના ઘડયા
જેમ અર્ણવ ન જાયે ઊદ્દ્ગી જો નવસે નવાણુ નદી ભળે -
સિધુ થયો સરિતા સ્વરૂપે તે માટે બાધી ગળે,
તેમ માયાનું આ જગત નિર્મ્યું કાળયોગે, સર્વ વૃથા
પરમાત્મા વ્યતિરેક કારણુ–તેની કહ્યામા આવે કથા
મહાલે માયા અનત રૂપે, પણુ અપત્યને ભામે ભલી
જેમ બાળકીના ઢીગોલિયા રમે રમાડે એકલી.

કહે અખો : સહુકો સુણો : જે આણ્યા માયાના અંતને.
તો આપોપું ઓળખો, જો સેવો હરિ-ગુરુ-સંતને.

પદ ૨ : બંધનથી છૂટવા સારુ સદ્‌ગુરુનું ઉપાસન

માયા પીડતી જાણીએ : પરબ્રહ્મને આરાધીએ :
સાધીએ સ્વામીને ચિત્ત પૂરે.
સદ્‌ગુરુ કેરા ચરણે આદર કરી
માર્ગને ઝાલીએ મન શૂરે.

મન-કર્મ-વચને ગુરુ તે ગોવિંદ ખરા
—તેમાં ભિન્ન ન જાણીએ ભાવ બીજે.
જાત ને વર્ણ અધ્યયન આશ્રમનું
માન મૂકી બ્રહ્મદ્રવ્ય પીજે.

જેમ અગ્નિસંગે શીત વ્યાપે નહિ :
(જેમ) જ્યોતિ દેખાડ ને તિમિર ત્રાસે,
તેમ <u>ગુરુપ્રતાપે પરબ્રહ્મ ભેટીએ</u>
, માયારૂપીઆ ઘેનનાશે.

જેમ કાષ્ઠ આવી પડે વહ્નિજ્વાળા વિષે
તે દારુ ફીટીને અનલ થાયે,
તેમ અનન્ય આરાધના જે કો કરશે, અખા !
તેના માયા ફરીને (ન) ચરણ સાહે.

કડવું ૯ : વૈરાગ્યાર્તિ તીવ્રતાનું રૂપ
નરને ઊપજે દઢ વૈરાગ જી:
. આરત કેરી મન વિષે આગ જી.

જેના ટળે ન દ્વેષ ને રાગ છે
નહીં આતુરતા કહેવા લાગ છે.

આતુરતા મન અતિ ઘણી : જેમ મીન વિછડ્યું નીરથી
અજ્ઞાનસિંચાણો લઈ ઊડ્યો; તેણે દૂર નાખ્યું તીરથી.
તે તડફડે તલપે ઘણું, અને વિરહસૂર્ય ઉપર તપે.
સંસારરૂપી ભૂમિ તાતી. 'નીર નીર' અહર્નિશ જપે.
તેને કાળ-સિંચાણો શિર ભમે. તે તેની દષ્ટે પડે.
નીરવહોણું વપુ દાઝે : કાળ ભ્રરે ને ફડફડે,
નયણે તે નીર દેખે નહિ, કળકળે, કાળજ બળે;
પેટે પૂંઠે કે પાસે આડે—જેમ પડે તેમ દાઝે-જળે.
કામધેનુના પય વિષે જો કોઈ મૂકે તેહને;
તો યે આપદા ન ટળે મકરને, વારિ વહાલું જેહને.
વૈરાગ ઘણું ઊપનો શરીરે—તેણે કાળજ કોર્યું માંહેથી;
વિરહ તણો તાપ તપે તન વિષે. તે નર જીવે ક્યાંહેથી ?
નાના વિધિનાં ભક્ષ્ય ભોજન તેને દીઠાં નવ ગમે :
સંસારરૂપી ભૂખ ભાગી. ઊભા થાતાં તન ભમે.
નિર્વેદ ઊપનો તન વિષે : તે જીવપણે જીવે નહીં:
તે મરી જીવે મન વડે, જેમ કીટ ભમરી હોયે સહી.
જેમ ઊધઈ ખાયે કાષ્ઠને તેનું કૃષ્ણાગરુ થઈ પરવરે,
તેમ વિરહવૈરાગ જેને ભખે તે નર હરિ થાયે સરે.
કહે અખો : સહુકો સુણો : નિર્વેદ ટાળે જંતને.
જે નરને ઊપજે ચેતના, તે સેવે હરિ-ગુરુ-સંતને.

### કડવું ૧૦ : ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યનું માહાત્મ્ય

વિરહ વૈરાગે જેનું મન તપે જી
તેરૂં રૂં માંહે 'હરિ હરિ' જપે જી;
સદ્‌ગુરુ ચરણે આપોપું અર્પે જી:
પરબ્રહ્મ રહે ને પોતે ખપે જી.

પરબ્રહ્મ રહે ને પોતે ખપે—તેનો ભેદ કહું તે સુણો :
તે વચન માને ગુરુ તણું; ભાવ ભરોસો અતિ ઘણો.
ગુરુ કહે, 'રામ રમે સકળમાં. સર્વાવાસ સ્વામી ભર્યો.'
એવું સાંભળતાં મહાવચન માન્યું; અને ભક્તિ ઉપર આદર્યો.
તે હરિહરિ દેખે સકળમાં, જેને જીવજીવ કરી દેખતો.
હરિ જાણી હેત કરે સઘળે પહેલાં જે ઉવેખતો.
હરિ જાણ્યે થકે ભક્તિ થાયે. તે જ ભક્તિ જાણો ખરી.
અણજાણ્યે જે આદરે, તેણે દ્રોહ થાય પાછો ફરી.
સદ્‌ગુરુનાં વચન સુણીને ભક્તિ જેને ઊપજે;
અચિર કાળે તે પામે આત્મા સદ્‌ગુરુવચનને જો ભજે.
ભાઈ! ભક્તિ, જેવી પંખિણી—જેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે;
ચિદાકાશ માંહે તે જ ઊડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ છે.
દેખે : નેત્ર પરબ્રહ્મનાં. પરબ્રહ્મના કર્ણ માત્ર.
પાદ-પાણિ પરબ્રહ્મના. પરબ્રહ્મ દાતા ને પાત્ર.
જળે પરબ્રહ્મ. સ્થળે પરબ્રહ્મ. સ્વર્ગ મૃત્યુ પાતાળ
ગિરિ ગહર વન વાટિકા પરબ્રહ્મ બાળ ને માળ:
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે તે ભરપૂર.
જિહાંતિહાં દેખે હરિ, ભાઈ! જેનાં પડળ થયાં હોય દૂર.

કહે અખો : સહુકો સુણો : ભક્તિ આવી તે જંતને
એવા શુદ્ધ ભજનને પામવા તમે સેવો હરિ-ગુરુ-સંતને.

કડવું ૧૧: સર્વાત્મભાવ તે જ પ્રેમલક્ષણા ભક્તિ

વળી વળી કહું છું ભક્તિવિશેષ છે:
તે પેખે સઘળે હરિના વેષ છે.
જે નવ દેખે હરિ વિના રેખ છે,
તે ન કરે કે'નો ઉવેખ છે.

ઉવેખ ન કરે કોઈનો: એ આત્મા વિલસી રહ્યો,
જેને શ્રીભાગવત ગાયે; ગીતા ઉપનિષદે જે કહ્યો.
ભાઈ! ભક્ત તે, જે એમ જાણે; જાણીને હૃદયે ધરે;
'સ્વામી મારો રહ્યો સઘળે'–અહનિંશ ચિંતન એ કરે–
'ભુવન ત્રણમાં રહ્યો પૂરી પૂરણ સ્વયં પરમાતમા.'
પોતે તો પિયુ છે નિરંતર; પણ ભેદ દેખે ભાતમાં.
'મારો રામ રમે છે સર્વ વિષે'–એમ હેતે હીસે મનઃ
હરિ કહે, એ સાંભળે હરિ. હરિને સોંપે તન.
નિત્ય રાસ નારાયણ કેરો દેખે તે અનન્ત અપાર:
જિહાં જોવો તિહાં તેહવો: નારાયણ નર ને નાર.
ગદગદ કંઠે ગાતે થકે રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષઆંસુ બહુ હોત, હૃદય પ્રેમ કેરું પાત્ર.
નવનીત સરખું હૃદય કોમળ. કહીં ન માયે હેત.
આંખ માંહે અમૃત ભર્યું. હરિભક્તિ કેરું ખેત.

ખાતો પીતો બોલતો દેખતો સઘળે રામ:
વેધ્યું મન રહે તેહનું. શીતળ સંસારી કામ.
જેમ જારવળુધી જુવતી –તેનું મન રહે પ્રીતમ પાસ:
અહર્નિશ રહે આલોચતી: ભાઈ! એવું મન હરિદાસ.
કહે અખો: સહુકો સુણો: હરિલક્ષ લાગ્યો ચંતને,
મન ન તેને માંહે વસ્યું, તો સેવો હરિ–ગુરુ–સંતને.

કડવું ૧૨ : સર્વાત્મભાવ ચાતુર્ય પદ

ઉદયે ઉજાળો દે જેમ ચંદ્રમા જી
કિરણ તેનાં પસરે વન વીથિ મંદરમાં જી;
તેમ સરખો આત્મા ભાસ્યો કીટઇંદ્રમાં જી: ।
એવું પ્રગટ્યું હૃદય–કંદરમાં જી.

હૃદય ગુહામાં રામ પ્રગટ્યો–તેણે પાલટો મનનો થયો:
માયાને ઠામે બ્રહ્મ ભાસ્યો: સંસારનો સંભવ ગયો.
જેમ રવિને તેજે ઓગળી પાલો તે પાણી થઈ વહે,
તેમ જેને પ્રગટે પરમાત્મા તે માયાદોષ સહેજે દહે.
માયાનું બળ તિહાં લગે જિહાં લગે જાણ્યો નહીં:
જેમ યૌવનગત થઈ યુવતી–તે પ્રસવ લગી વાધી રહી.
જેમ ગોરસમાંથી આજ્ય કાઢ્યું ને જેમ તક્ર થયું દહીં,
આત્મ જાણ્યે એમ માયા વિચારી દીસે નહીં.
ભાઈ! કર્મઘેન તે તિહાં લગે, જિહાં સદ્દવિચાર નથી ઊપનો:
નવનીત ત્યાં લગે વણસતું જિહાં ભેદ ન જાણ્યો તૂપનો.
તાવ્યું માખણ, ઘૃત થયું, પછી વણસે નહિ કયમે;
તેમ આત્મા જાણ્યે નહિ પ્રભાવ; અ–જાણ્યે માયા દમે.

અંધારું દુઃખ દે ઘણું અર્કવહોણું જેમ ચક્ષને
તેમ આત્માઉદયે ઘેન પલાયે : માયા દમે નહિ પુરખને.

નિદ્રાવાનને સ્વપ્ન હોયે : ભોગ નાના ભોગવે;
અણુછતા, આણી કરે ઊભા; ઘેને માયા જોગવે.

જાગ્યો ત્યાં થઈ ચેતના : નિદ્રા સાથે સર્વે પળ્યું,
તેમ તુરીયા વડે તિમિર ત્રાસ્યું : ચિત્ત ચમકયું ફૂતું ટળ્યું.

કહે અખો : સહુકો સુણો :—જેમ દારિદ્ર નથી શ્રીમંતને.
જો મહાધન હીંડો પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને.

પદ ૩ : સદ્‌ગુરુ કૃપાથી જ્ઞાનપ્રાપ્તિ થાય

ગુરુભેદ પામ્યો : ગુરુભેદ પામ્યો :
તે નર માયાનું જાળ વામ્યો. ધ્રુવ૦
જેમ પારસ પરસે જે ધાતુને
તે આપ ટળીને થાય સોનું,
તેમ ગુરુપારસ વડે જે નર નીપના :
કારણ સીધ્યું જેણે ગુરુનું.—ગુરુભેદ૦
શબ્દરૂપીઆ વંટોળ છે વાયુના,
તેમાં પડ્યા થકા જીવ ભરમે.
રાજસ-તામસ તણી રજ પડી આંખમાં
સદ્‌ગુરુબોલ તે દૂર વિરમે—ગુરુભેદ૦
આપ વિના ઉપદેશ તે કે'નો કરે —
જો ઈશ અજા તણો માંહે દીઠો ?'

સદ્‌ગુરુકળા તે ન આવે કહ્યા પખે.
મુખ વિના શબ્દ કહે ખાટોમીઠો ?—ગુરુભેદ૦
(સદ્‌ગુરુકળા) જાણે કો' જન જે આપ ટાળી રમે,
પ્રેમશું પીછે જે વાત ગુરુની.
જે જેમ છે તે તેમ લહે, અખા !
જો પ્રણાલિકા પીછે જ ઘરની.—ગુરુભેદ૦

### કડવું ૧૩ : જીવન્મુક્તની દશા

જે નર સમજ્યા તેણે એમ લહ્યું જી.
આપ વિપેથી આપોપુ ગયું જી.
બ્રહ્મઅગ્નિમાં દ્વૈત સર્વે દહ્યું જી.
મર્મ સમજ્યાથી હતુ તેમ થયું જી.
થયું તેમ, જેમ હતું આગે. જાણણહારો જાણીએ,
જે ૐકારની આદ્યે હતો : વળી વેદપુરાણે વખાણીએ.
ક્યારેક દેખે ધ્યેયને ધ્યાતા; ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે,
—તટસ્થપણું ઊપનું જેહને (તેને) એમ સુરત ચળે–વળે.
ક્યારે ઇન્દ્રિય આરામ વર્તે, ક્યારે વૃત્તિવહોણી સૂર્ત છે,
—તટસ્થ કેરુ એ જ લક્ષણ : જ્ઞાન કેરી તે મૂર્તિ છે.
જીવન્મુક્ત તે જ કહાવે, જેને એ હ વૃત્તિ ઊપની.
આકાશવત્ તે રહે સદા; ક્યારેક સ્થિતિ તે રૂપની.
જેમ મહાજળમાહેલો મકર મોટો અણુમધ્ય આઘો રહે;
ઊંચો આવી અલ્પ વર્તે; વળી મહાજળ જાતો રહે—
જીવન્મુક્ત તે જોગીશ્વર એમ વર્તે દેહ વિખે.
જેમ નાગને અંગ જરાસુ પાકી તે અળગી થઈ રહી નખશિખે.

તે ચલણ-વલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી—
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જેમ ભુજંગને કાંચળી.
ઊપની તે સહજ માંહે અનાયાસે અંગથી:
જ્યારે વિરમીને થયો વેગળો ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી.
એમ જીવન્મુક્તને જાણજો, ભાઈ! દેહનો જે સંગ:
'છે ને છે' ને 'નથી સરખી,' જેમ દૃષ્ટાન્ત ફણુંગ.
કહે અખો: સહુકો સુણો: એમ જાણો જીવન્મુક્તને.
એ દશાને હીંડો પામવા, તો સેવો હરિગુરુસંતને.

કડવું ૧૮: જીવન્મુક્તની દશા (૨)

વળી કહું સાચા સંત સુજાણ જી,
જેને ઉદય થયો અંતર ભાણ જી.
હરિને ઓલે જેની વાણ જી,
જે ઘટ ઊઘડી વસ્તુની ખાણ જી.

ખાણ ઊઘડી વસ્તુ કેરી, તેણે ન્યૂનતા સઘળી ટળી.
અંતર માંહેલો આશય મોટો, તેણે વસ્તુ માંહે રહે મળી—
જેમ અગ્નિ માંહે લોહ પેઠું તે લોહમાં અગ્નિ આવીઓ.
ત્યારે શિવ શિવ થયું સર્વે, જ્યારે શિવમાં જીવ સમાવીઓ.
ભાઈ! છતે અણછતો થઈ રહે કોઈક: જાણે વિરલા સંત
(જેને) આપાપરવિના ઊછ અળગી, તે મહાનુભાવ મહંત.
ભૌતિક ભાવના ટળી તેને ભાસ્યું ચિદ્ આકાશ:
શોધ ન પામે મીન જેમ—તેને નીર મધ્ય અવકાશ—

નેત્ર ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ.
તેને નીર ફીટીને નભ થયું, જે આપ રહે અવકાશ.

જેમ હિમના પર્વત વિષે મૂષક ચાલે મધ્ય;
તેણે ખણ્યા વહોણી ખાણ થાય—એવી ક્ષ્ણુતાની સિધ્ય.
અદ્રિમાં આકાશ તેને : મહાકળા મૂષક વિખે;
—તેમ ભૌતિક ભાવના તિહાં નહિ, જે અણુલિંગી આતમ લખે.
ભાઈ! લિંગ, તિહાં લેખાં ઘણાં. અણુલિંગે લેખું કશું?
એ સહજ કેરી સાધના સમજે તે દેખે અશું.
ભાઈ! તત્ત્વદર્શી તત્ત્વ માંહે દેખે સર્વસમાસઃ
જેમ અરૂપમાંથી રૂપ બંધાયે, પાછું અરૂપ થાય બરાસ.
કહે અખો : સહુકો સુણો : એ અકળ કળા મહંતને.
એ પદને હીંડો પામવા, તો સેવો હરિ–ગુરુ–સંતને.

કડવું ૧૫ : જીવન્મુક્તનો મહિમા (૧)

વળી કહું જીવન્મુક્ત દશા ય જી,
નિશ્ચય જેનો પર્વતપ્રાય જી,
જેણે પ્રીછ્યો વસ્તુ મહિમા ય જી,
તે અનુભવતાં પાછો ન થાય જી.

અનુભવ જે મોટા તણો—આપાપર નહિ જે વિખે;
આપ ગળીઉં આપ માંહે; દ્વંદ્વાતીત રહ્યા સુખે—
તેની કળા પ્રીછી નવ પડે. મતો તે અગમ અગાધ—
વારિધિ કેરાં વારિ જેમ—ભાઈ! નહિ તરવા સાધ્ય.

જેમ સૂર્ય તપે નિદાઘનો, તો યે તે ઉષ્ણ ન થાય;
તેમ તત્ત્વદર્શી પુરુષને દેહ ન લાગે કાય.
જેમ વાયુ વહે બહુ ગંધને ઉત્તમ અધમ અપાર,
પણ રહે અસંગી તે થકો—સ્પર્શે નહિ લગાર.
—તત્ત્વદર્શી પુરુષને એમ જાણો દેહભાવઃ
વહે પણ વળગે નહીં જે જાણે સહજ સ્વભાવ.
જેમ વિચિત્ર ભાતિના રંગ મૂકીએ સ્ફટિકમણિની પાસ,
તે ભળ્યા સરખા ભાવ દેખાડે; પણ આપ રહે ઉદાસ.—
જેમ ચશ્માના પડ વિષે રોધ ન પામે દષ્ટ;
તેજ અધિક પોષે આંખને : તેમ અણલિંગી ઉત્કૃષ્ટ—
તેમ અનુભવી પુરુષને આપોપું – અંતર નથી.
અમળ આશય તેનો, ભાઈ! ભાગી ઊર્મિ ઉરથી.
સંગીને સિદ્ધાન્ત પોષે, પ્રેમશું પાવન કરે.
ઉપદેશ આપે આત્મવિદ્યા, સહજ શબ્દ તે ઊચરે.
કહે અખો : સહુકો સુણો : માન ન હોય મહન્તને.
એ ઉત્કૃષ્ટ દશા હીંડો પામવા, તો સેવો હરિ–ગુરુ–સન્તને.

કડવું ૧૬ : જીવન્મુક્તનો મહિમા (૨)

વળી કહું તત્ત્વદર્શી પુરુષ જી :
સહજ સ્વભાવે જેવા કલ્પવ્રખ જી;
જેને (ન) અહંતા; ગયો અમર્ખ જી
કલ્પાન્તકાળે સદા સન્મુખ જી.

સન્મુખ રહે કલ્પાંતકાળે : મહાપુરુષ : મોટી દશા;
તે અન્ય દેહની પેર જાણે, જે પોતે માંહે વસ્યા.
પોતાનો દેહ આદ્યે દઈને મિથ્યા દેખે સર્વને :
ચેતન્ય તો સઘળે જ સરખું : તો કોણ ધરે દેહગર્વને ?
કીટ પતંગ બ્રહ્મા લગે પૂરણ દેખે આતમા :
દષ્ટિતત્ત્વ ઊપનું જ્ઞાન જેને તે ભૂલો ન પડે ભાતમાં.
જન્મઅંધ જેમ રૂપને જાણે નહિ નિરધાર :
અધ્યાસ નહિ તેને દેહ વિષે : સુણે શબ્દના ભણકાર,
તેમ જ્ઞાતાને પિંડ જ નહિ : નહિ ત્યાં પર ને આપ.
દેહદર્શી જે હોય, ભાઈ! તેને તો પુણ્ય ને પાપ.
જેમ અંજનવિદ્યા હોય જે કને, તે જ્યાંત્યાં દેખે ધન—
વિદ્યા વિના, ઘરમાં દાટ્યું પણ ન જાણે કો' જન—
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ,
—આવરણ છે, પણ આડ ન કરે—તેને સાવ નિરંતર વ્યોમ.
તેમ મહાકળા છે મહાપુરુષને : અણલિંગી અભ્યાસ :
સ્થૂળ, ત્યાં શરીરદર્શીને સહેજે થયો સમાસ :
દેહઅધ્યાસે દોષ સઘળા. દેહ તે જ સંસાર.
દેહ, તેને સર્વ સાચું : પાપ પુણ્ય । અવતાર.
કહે અખો : સહુકો સુણો : લક્ષ મોટો મહંતને,
જેણે મનસા વાચા કર્મણા સેવ્યા હરિગુરુસંતને.

પદ ૪ : તત્ત્વદર્શીનો મહિમા

અકલ કલા ખેલત નર જ્ઞાની :
જૈસેહી નાવ હિરેફિરે દિશાદિશ;

ધ્રુવ તારે પર રહત નિશાની.
　　　　અકલ કલા ખેલત નર જ્ઞાની.
ચલનવલન અવની પર વાકી :
　　　　મનકી સુરત આકાશ ઠેરાની.
તત્ત્વસમાસ ભયો હે સ્વતંતર,
　　　　જેસે હિમ હોત હે પાની—અકલ૦
છૂટી આઘ; અંત નહિ પાયો;
　　　　જાઈ ન સકત જહાં મન–બાની,
—તા ઘર સ્થિતિ ભઈ હે જિનકી :
　　　　કહી ન જાત એસી અકથ કહાની !—અકલ૦
અજબ ખેલ અદ્‌ભુત અનુપમ :
　　　　જાકું હે પહિચ ન પુરાની
ગગનહીં ગેબ ભયો નરબોલે—
　　　　એહી, અખા ! જાનત કોઈ જ્ઞાની.—અકલ૦

કડવું ૧૭ : બ્રહ્મવસ્તુ નિરૂપણ (૧)

વસ્તુને વાણી બોલી નવ શકે જી,
મન તણી સુરત જિહાં જાતાં થકે જી.
સદ્‌ગુરુ કેરો જો લક્ષ આવે તકે જી,
—તે નર સ્વેં હરિ થાય પલકે જી.
હરિ થાય તે હિયે સમજે : દેહાતીત છે આતમા.
પરાત્પર પરબ્રહ્મ કેવળ. તે મ આવે વાતમાં.
અમળ આતમ —એક પૂરણ અખંડિત અવિનાશ
અજર અમર અનામ અવ્યય —પૂરણ જ્યોતિપ્રકાશ;

તેને આદ્ય અંત ને મધ્ય નહિ, નહિ જેને દેશકાળ,
છાયામાયાવપુવર્જિત, માપરહિત વિશાળ,
અધો ઊર્ધ્વ ને મધ્ય નહિ, જેને દિન ન રાત,
બાળ યૌવન વૃદ્ધ નહિ. ભાઈ! તે વડે સર્વ ભાત—
જ્યાં વારિ વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ :
સર્વ માંહી; ને સર્વ વર્જિત. નહિ ઉત્પત્તિ. નહિ નાશ.
માનવ દાનવ દેવ કિન્નર નાગ નહિ નરનાર,
સર્વ કેરું જીવન સદા; પણ સ્પર્શે નહિ લગાર.
'તપ્ત શીતળ સુભગ સુંદર' કહ્યો ન જાયે તે હ.
મૂળ માપ થાય ન; થાય નહિ પ્રેય-નિષ્પ્રેય.
ક્ષાર ખટરસ મધુર મોળું તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય—
દીર્ઘ લઘુ કે વામ દક્ષિણ. સર્વ વર્જિત; સર્વમાંય.
નીલ પીત કે શ્યામ ઉજ્જવળ રહિત: અવસ્થા ચાર.
દૂર નિકટ કે મધ્ય છેડે થાય નહિ નિરધાર.
કહે અખો: સહુકો સુણો: તેનો લક્ષ મહન્તને.
એ અવાચ્ય વસ્તુ તે જ પામે, જે સેવે હરિગુરુસન્તને.

કડવું ૧૯ : બ્રહ્મવસ્તુ નિરૂપણ (૨)

જે પ્રભુ વાણીએ કહ્યો ન જાય જી,
અગમ અગોચર જેને વેદ ગાય જી,
—પામણહારો સહેજે પમાય જી:
અટપટો આશય સહેજે સમજાય જી.
સહેજમાં સાધન લાગે: અણુલિંગી અનુભવ એહવો:
વધ્યાસુત જેમ સુખ સરાહે—અચવ્યો રસ પીવો નવો.

સુખ વિના રસપાન કર્વું—એવું તે બ્રહ્મજ્ઞાન—
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્રવહોણું ધ્યાન.

વસ્તુગતે, સેવક નહિ અને સ્વામીને નહિ રૂપ;
ગ્રાહ્યગ્રાહક ભાવ નહિ; એવું તે ધામ અનુપ.

જેને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહ તણા સર્વ રંગ.
છાયા માયા નહિ જેને, તેના જાણો સર્વ ઢંગ.

સ્થાન માન જેને નહિ: અકળ રૂપ અપાર,
તે વડે એ સર્વ શોભે. આપે જાણણહાર.

વાણી માંહે જે નવ આવે તેહ તણી સર્વ વાણ
'નેતિ' 'નેતિ' કરતાં તે રહ્યું; ભાઈ! તેને જાણ્યે જાણ.

કૂટસ્થ આત્મા. બ્રહ્મ કેવળ. તેનો સર્વ પ્રસાર:
જેને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.

જે કહેવો ય કહેવાય નહિ: શબ્દાતીત સદા ય.
'અનિર્વચનીય' વચન બોલે. તે ના'વે વાણીમાં ય.

એ તો બીછણહાર વિના બીછવું: પદાર્થવહોણી બીછ.
આપે આપનું જે નિરીક્ષણ: ઇચ્છાવહોણી ઇચ્છ.

કહે અખો: એ વાણીવર્જિત નિજસ્ફુરણ મહન્તને.
એ સમસ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિગુરુસન્તને.

કડવું ૧૯ : સ્તુતિકર જીવની બ્રહ્મ સાથે એકતા

વસ્તુ કેરું હાર્દ વસ્તુ જ જાણે જી,
'શું' એ જાણીને દ્વૈત ઉર આણે જી:

અદ્વૈતનું દ્વૈત કરે સજાણે જી.
આપ કેરું રૂપ આપ વખાણે જી.

વખાણે વ્યક્તિ કરીનેઃ આપ કહે; આપે સુણે—
જેમ ગારુડી મહુવર વિષે સ્વર દીએ ને ભાષા ભણે.
સ્વામી! પિંડ માંહે તે જીવ કયાંથી? અને જીવને કયાંથી પિંડ?
એ ચલણવલણ, ચિદ્રૂપ! તાહરું. આપ માંહેથી મંડ.
તું તે હું; ને હું તે તું; ધ્યેય ધ્યાતા તું, રામ!
ઊંડું વિચારી આપ નીરખે તો આપે આપનાં કામ.
છો કેવલ્ય, સ્વામી! તમો દીસો ઈશ્વર માયા જીવ:
એ ત્રણે પ્રકારે થાઓ તદ્વત; પણ તમો સ્વભાવે શિવ.

અણછતી અજા તમારી—અંગીકૃત સરખી અરી—
તે મધ્ય પડયું ધામ તમારું ત્યારે ઈશ્વર થઈને વિલસી.
તે ઈશ્વરના ઐશ્વર્ય વિષે અનંત જીવ ઊપજે-ફરે.
ચૈતન્ય ચાલ્યું આવે તમારું, તેમ તેમ માયા પરવરે.
જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું—
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્યસૂરજ તપે સદા. માયા તે મંદિરકાચ.
ઈશ્વર નામ તે તેહનું; પણ જીવ થઈ માન્યું સાચ.
અધિષ્ઠાન તે તમો, સ્વામી!—તેણે એ ચાલ્યું જાય.
અણછતો જીવ 'હું' 'હું' કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય.
કહે અખો: તમે, નાથ! નિર્ગુણ થયા સગુણ વેષે જંતને.
એ કળા તમારી તો પ્રીછાય, જો સેવે હરિગુરુસંતને.

કડવું ૨૭ : શિવમાં જીવનું તત્ત્વારોપણ

એમ એ નાટક ચાલ્યું જાય જી,
જેના સ્વામી તમો, પ્રભુરાય જી.
કૈવલ્ય ઈશ્વર, ભૌતિક કાય જી.
અણછતો ઊસો મધ્યે જીવ થાય જી.

અણછતો જીવ થાય ઊસો. તે જાય હરિને ઝાલવા
—નરને ઓછાયો કેમ કળે?—તે હીંડે બુદ્ધિમાં આલવા

જેમ છો તેમ તમે, પ્રભુજી! કાયા માયા સ્વેં આપ
બિંબપ્રતિબિંબ થાય દર્પણે—તેમ તમારો વ્યાપ.

કૈવલ્ય પદ તમે નિજ સ્વરૂપે. ઈશ્વરપદ છે અનંત.
મોટું સામર્થ્ય માયા કેરું, જ્યાં ઊપજે મિથ્યા જંત.

તે જંતને બહુ કામના રસના; માટે તે જીવઃ
દેહ આસક્તિ તેને અતિ ઘણી: જાણે 'આ વિધ થઈએ શિવ.'

તે પિંડને બહુ પ્રભવે; અને કરે તે કર્મકલેશ;
ચિરજીવ થાવા હીંડે: મોટો મન ઉદ્દેશઃ

ભૂત ભવિષ્યની વાત લહેવા અતિ ઘણા મન કોડ.
ઈશ થાવા આશ મોટી. સાધે પિંડ–મન–મોડ.

સિદ્ધિને કાજે તે કરે અતિ ઘણા ઉપાય—
તેણે અહંતા વાધે અતિ ઘણી: તેણે જીવ જાડેરો થાય.

માયા સાધે મન વડેઃ જાણે એ જ પરમાત્માપદ.
મમતા તણાં તેણે પડળ ચડે તેમ તેમ વાધે મદ.

—એવા પ્રકાર અજા તણા સાધે જીવ અપાર:
નાટકમાં નર નાચ નાચે, એમ સરાહે સંસાર.
કહે અખો : પદ—મૂળગે—પહોંચ નહિ એ જંતને.
મર્મ મૂળગો તે જ પામે, જે સેવે હરિગુરુસંતને.

### પદ ૫ : જીવ અને મનનું સ્વરૂપ

મર્મસમજ રે, મનવા મેરા! તામેં સમાસ જબ હોવે તેરા.
મન જગતકા ધારણહારા. મન મૂએ મિટ ગયા સંસારા.
—મર્મ૦

લોક ચૌદ સ્ફુર્યા હે મન કો, તાતેં મન પાવે બંધન કો.
મન મૂઆ તબ રહે એક રામા : ઇહલોક પરલોક કી ભાગી
કામા.—મર્મ૦

મન મૂએ થઈ રહે જે, મનવા! સો હરિ રૂપ જાણીજે, જનવા!
કહે અખો : રહા નહિ બાકી, જબ હિકમત બૂઝી ઘર વાકી.
—મર્મ૦

### કડવું ૨૨ : બ્રહ્મ—ઈશ્વર અને જીવની એકતા

વળી કહું પૂર્ણપદ મહિમા ય જી: કોટિ બ્રહ્માંડ નવા રચાય જી,
પણ અધિક ઓછું નવ થાય જી: જોતાં જોતાં તે વિલય* થઈ જાય જી:

વિલય થાતાં વણસે નહીં, અને નવાં થાતાં નવ વધે.
માય વસ્તુ અરૂપ અણુલિંગી : હેતુ વિના : કારણનિધિ
'હેતુ વિના કારણ' તણું કહું દૃષ્ટાંત વિધિ કરી :

* તે ખે લય થઈ જાય જી

આકાશ વિષે જેમ અભ્ર નાનાં થાય, જાય પાછાં ફરી—
નીલ પીત ને શ્યામ ઉજ્જવલ રક્ત ભાત અનંત
વિચિત્ર પેરે વિલસે : વળી ત્યાં હાં જ આવે અંત—
પણ વ્યોમ તેમ ને તેમ. (અભ્ર) થાતાં, (અભ્ર) જાતાં તેમ ને તેમ.
વારક પ્રેરક નહિ અભ્ર તે.—વસ્તુ જાણવી એમ.
એ તો અરૂપી કેરુ રૂપ બધાયે; પાછું અરૂપ થઈ જાય;
ઊપના પછી તેનું નામ પાડે. પણ 'થયું શાનું' આય?'
એ વિચારી જોને થકે : જેવો એ ઘનસાર—
રૂપ બધાઈ રમે રમાડે, પણ ક્ષણ ક્ષણ ખગાકાર.
ભાઈ! જગતનાં કારણ ઘણાં. પણ થયા પછી ધરે નામ.
કહે પંચ ભૂતનાં પૂતળાં - 'એ બ્રહ્મા કેરાં કામ.'
પણ વિરંચી આદ્યે વિશ્વ સઘળું. 'ઘડયો કે'નો ઘાટ?'
—એ વિચારે બુદ્ધિ બૂડે; અતિ નિરાળો નાદ.
ભાઈ! જે છે તે તો એ જ છે. બીજો વિચાર મનનો ઘડયો.
કર્તા કોણ કહું ? કે'તણો ?—જો અન્ય પદાર્થ નવ જડયો.
કહે અખો : એ કળા મોટી તો જ ઊપજે જંતને—
રૂપ અરૂપી આપ દેખે—જો સેવે હરિગુરુસંતને.

કડવું ૨૨ : બ્રહ્મ અને માયાની એકતાથી જીવ
અને ઈશ્વરનું સ્વરૂપ

અનુભવ મોટો મોટા જાણે જી.
બુદ્ધિ તે આપડી 'થયુ' પ્રમાણે જી.
દીઠુંસાંભળ્યુ સહુએ વખાણે જી.
પણ અચવ્યું કોઈક ઉરમાં આણે જી.

ચળ્યું નથી, તેનાં ચરિત્ર શેનાં ? એ તો અભ્યાસે છે અણછતાં.
અણલિંગી એ અર્થ સમજે. કહું દૃષ્ટાન્ત જે પહોંચતાં :
અધિષ્ઠાન ઉત્કૃષ્ટ, માટે ચૈતન્યતા ત્યાં અતિ ઘણી—
તેણે અરૂપ ભાસે રૂપ સરખું : તેણે અહંતા ઊઠે આફણીઇ
તે અહંતા થાય અનંત રૂપે : પ્રોઢી થઈ ને પાગરે,
તેનો લક્ષ નરને કહું; કો ધીમંત હૃદયામાં ધરે.

ભાઈ! દૃષ્ટાન્ત આવે બુદ્ધિમાં, તો સિદ્ધાન્ત સમજે સહી-
તે દૃષ્ટાન્ત સમજી નવ શકે, જેને ઉકેલ આવ્યો હોય નહિ.
જેમ દર્પણ મૂકીએ સામસામાં, તે પ્રતિબિમ્બો એકએકમા;
તે અન્યોઅન્ય અનંત થાયે : દૃષ્ટિ પહોંચે છેકમા.
તે દર્પણદર્પણ માંહે રચના દીસે પ્રગટ પ્રમાણ;
એકએકમાં અળગાઅળગા ચંદ તારા બહુ ભાણ
અનંત ભાસે સામસામા એકના ઉદરમાં એક—
સિદ્ધાંતને તમે એમ જાણો : કહું વસ્તુવિવેક-
આ દર્પણ નિર્મળ અતિ ઘણું પરબ્રહ્મસ્થાને તે હું;
તેમાં અજા અછિ અણછતી, ભાઈ! આવી ભાસી એ હું.
તે અજા મધ્ય ઉપાધિ બહોળી—તે જાણે અહંકૃતિ,
જેમ મુકુરમાં અનત ભાસે રૂપની સંસ્રુતિ.
કહે અખો : સહુકો સુણો : સસ્રુતિ ન ભાસે જંતને—
એ ગીતાનું તે હાર્દ સમજે—જે સેવે હરિગુરુસંતને.

કડવું ૨૩ : બ્રહ્મવસ્તુ નિરૂપણ

વળી કહું પૂર્ણપદ નિર્વાણ જી,
જ્યાં ન પહોંચે મન ને વાણ જી.

ત્યાં નવ હોયે ઉત્પત્તિ હાણ જી,
સ્વ સ્વરૂપની જ્યાં છે જાણ જી.

સ્વ સ્વરૂપની જાણ એવી : જ્યાં જાણણહારો સ્વેં રહે
અણછતું તે છતું થાય; છતું બ્રહ્મઅગ્નિ દહે.
ભાઈ! સિદ્ધાંતનો સિદ્ધાંત એ હ જ : મહાનુભાવની સ્થિતિ જહાં,
આકાશથી આઘેરું જે પદ કહ્યું ન જાય પરું યહાં.
વેત્તા વિણ ને વેદ્ય વિણ પૂર્ણપદ નિર્વાણ—
જેને ગ્રાહ્યગ્રાહક ભાવ નહિ; જાણ વિહોણી જાણ.
તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ હોય!
જે કહીએ તે અણછતું; ભાઈ! તે તો તે હ ન હોય.
દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે તો સર્વ રહે ઓરું.
શું કરે બુદ્ધિ બાપડી, જો ચાલ્યાથી દસ ડગલાં પરું?

જેમ આકાશમાં ઊડે વિહંગમ—એક એકથી આઘો વટે
બળ દેખાડે તે બહુ પેરે—મરે સામર્થ્ય તે ઘટે.
જેમ અગમ અગાધ અનંત અંબર, તેમ વસ્તુ અનંત અપાર;
તેને શા સરીખો કહે કવિજન? કહેવું બુદ્ધિને અનુસાર.
જેમ મૃતકની ગત જાણે મૃતક—જે જન જીવિતથો ટળ્યો,
તેમ જ્ઞાનીની ગત જાણે જ્ઞાતા—જે અંતરમાં પાછો વળ્યો.
ભાઈ! સાને સમજે સંત શૂરા; પણ કર ગ્રહીને નથી આલવા.
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કે'ને ગ્રાલવા?
તો કહે અખો : સહુકો સુણો : અકળ કળા મહંતને.
મરી જીવ્યાનો મર્મ લેવા સેવો હરિગુરુસંતને.

કડવું ૨૪ : જીવને અહંકારસ્વરૂપ

વળી કહું એક અપૂર્વ સાર જી,
વિણ કર્મ હોય પંથનો પાર જી.
જ્યાં ન લાગે શબ્દઉચ્ચાર જી,
તે જાણવો બોલણહાર જી.

બોલણહારાનું બોલવું તે જાણજે જુગતિ કરી.
એમ સમજે : સિદ્ધાન્ત થાય : જો જુએ જન પાછો ફરી.
ભાઈ! પરા પારથી શબ્દ ઊઠે. તે જુગતે જાડો થાય.
તે પાર છે પરમાત્મા. તે સર્વે ચૈતન્યઘન રાય.
તે મન દ્વારા માહાત્મ્ય ધરે : તે મનને ઊઠે કલ્પના;
કલ્પનામાં કામના છે : તે કરે બહુ જલ્પના.
પરાતીતથું હોય પોષણ —તે શબ્દરૂપ પરા કરે.
તે પશ્યંતીએ તો થાય જાડો : અરૂપ ફીટી રૂપ ધરે.
મધ્યમાએ ઘાટ ઘડાયે. અને વૈખરી થઈ વીખરે :
સંસૃતિ વાધે શબ્દ કેરી અનંત પ્રકારે ઉચ્ચરે.
અક્ષર બાવન અનંતરૂપે વેદ પુરાણ સ્મૃતિ લખે;
મંત્ર જંત્ર ને વિદ્યા અવિદ્યા કાંઈએ ન હોય વાણી પખે.
ખટ દરશનના મત નાના—એ સર્વે મનવાણી તણા.
પશુ પંખી સુર નાગ લગેં ભેદ સર્વ એના ઘણા.
પરાત્પર તે પર રહ્યું. એ રમત વાણીમન તણી.
મધ્યે માની લીધું જીવ વડે, પણ અણહૂતો ધિયો ધણી.
મોટું સામર્થ્ય મહાપ્રભુનું : વણચલાવ્યું ચળે-વળે —
જેમ સૂર્ય વડે સર્વ કામ ચાલે, પણ કિરણ કેં માંહે નવ ભળે.

કહે અખો : એ મર્મ મોટો. એમ સમજો અનંતને.
એમ સમજ્યેથી સ્વે' જ થઈએ, જો સેવો હરિગુરુ સંતને.

પદ ૬ : જ્ઞાતા-જ્ઞેયની જ્ઞાનથી એકતા

મર્મ મોટો પરબ્રહ્મનો રસનાએ ના'વે
શબ્દવેધી શૂર તાં ખરા, તેહને લક્ષ આવે.—મર્મ૦
જેણે સ્થળ કાંઈ નથી, તેણે સ્થળ સ્વામી.
ધ્યાતા ન રહે ધ્યેય જે, તેણે વસ્તુ પામી.—મર્મ૦
શબ્દ વિના સોહં સદા : વેત્તા વિના વહેવું :
જાણે કો સંત સાધી કળા આકાશે વસેવું.—મર્મ૦
ગુરુશિષ્ય વિનાની સંજ્ઞા જે સૂધા શિષ્ય પ્રીછે,
તે સદ્ગુરુ જ કહી શકે—જે ગુરુપણું નવ ઇચ્છે.—મર્મ૦
જે વાચા બોલે અવાચ્યને તે વાચા ન હોય.
સ્વસંવેદ્ય જાણે, અખા! જો ગુરુગમ હોય.—મર્મ૦

કડવું ૨૫ : પરબ્રહ્મનો ભેદ

હવે કહું મોટો પરબ્રહ્મ ભેદ જી,
જેણે કરી હોય દ્વૈતનો ઉચ્છેદ જી.
જેને કહે 'અગમ અગોચર' વેદ જી,
તે પદ જાણો સ્વસંવેદ્ય જી.
સ્વસંવેદ્ય તે પદ સદા : આપે લહે તે આર્યપણું,
જેમ ધૂંધૂંતો અગ્નિ અચાનક થાય શિખાતેજ તાપણું.
તેને જ્યોત જ્વાળા અતિ ઘણી દીસે જાજ્વલ્યમાન :
ફટકીને થયો ફરફરો, તેણે કાઢ્યું રૂપ નિદાન.

પરબ્રહ્મવહ્નિ, એમ જાણો, ઘટઘટ રહ્યો સમાય—
જેમ છે કાષ્ઠપાષાણુ માંય—તે દેહ સાથે ચ્યો જાય.
ધૂંધવાતો ધોખે ભર્યો—તે શૂન્યવાદીનો વાદ—
ધૂમ્રભર્યો, અતિ ધૂમળો, તે ચાલ્યો જાય અનાદિ.
તે કાષ્ઠ નોહે, કૃશાનુ નોહે, અને કરે તે ઘોર અંધાર :
દારુનાં દળથી ટળ્યો અને ઝળક્યો નહિ લગાર.
—તેમ શૂન્યવાદીને સત્તા ખરી; પણ આત્મ નહિ ઉદ્યોત.
કથે, પણ તેનો ક્લેશ ન ટળે : જેવી ચિત્રામણુની જ્યોત.
જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી 'સર્વંનાસ્તિ' કહે, પણ મૂળમહિમા ન પ્રીછાય.
તે પ્રપંચને 'મિથ્યા' કહે; પરમાત્માને કહે 'નથી',
કર્મધર્મને તે પરહે; કહે 'જગત પ્રગટે શૂન્યથી'.
કહે : શૂન્યે ઊપજે, શૂન્યે સમાયે, શૂન્ય માહે સહુ સ્થિતિ કરે.
શૂન્યમાં આશય છે તેહનું. કહે : મૂઓ ફરી નવ અવતરે.
કહે અખો : શૂન્યવાદી ન પામે મૂળતંતને.
પણ પરમાર્થ તે હ જ પામે, જે સેવે હરિગુરુસંતને.

## કડવું ૨૬ : શૂન્યવાદીનો વિતંડાવાદ

હવે કહું અધમ એ શૂન્યવાદી જી;
જેને શૂન્યની સૂધ ન લાધી જી.
જેણે 'મિથ્યા'બુદ્ધિ જ સાધી જી :
પ્રપંચ ન ટળ્યો ને નિંદા વાધી જી.

તે પ્રપંચને 'મિથ્યા' કહે, પણ હૃદે જગત સાચું સહી
અધમ નામ તે માટે એનું—જે શૂન્યવાદી ય પૂરા નહિ.
—તે કર્તવ્યથી નવ ઓસરે; ઉત્તમ તજે, ને મધ્યમ ભજે;
દેહઆસક્ત રહે સદા; સુખદુ:ખ પામે જયવિજે;
જુગતે જગતના દોષ દેખે—પોતા પ્રતિ તે તે વસે;
અજ્ઞાનને તે જ્ઞાન માને; ઇંદ્રિયના સુખને ધસે.
ક્યારે કહે, એ આતમા; ક્યારે કહે, એ શૂન્ય છે.
ક્યારે કહે, એ જગત સાચું. ક્યારે કહે એ મૂન્ય છે.
વાદ કરે એ તો સહુ જ સાથે : નિંદે, પણ લક્ષ નવ લહે.
બ્રહ્મવિદ્યાનો ભેદ નવ જાણે—વેદ વિતંડ તેને કહે.
'નાસ્તિ' કહે નારાયણને સ્થળ, પણ પ્રપંચ ન છૂટે મનથી.
સંસારનાં સુખ અતિ વલ્લભ : મન ગયું પુણ્યપાપથી.
નમે નહિ મહાપુરુષને : દોષ દેખે તે અણછતા.
અજ્ઞાનને આગળ કરીને પ્રબોધે પોતે હુંતા.
આચાર્ય થઈને અન્યને વાત કરે તે 'નાસ્તિ'ની;
ભાવ ભરોંસો નહિ જ કે'નો; જુગતિ ન સમજે 'અસ્તિ'ની.
અધમ શૂન્યવાદીનાં એ જ લક્ષણ, તે શૂન્યવાદી પૂરા નહીં.

ખરા શૂન્યવાદી તેને કહીએ, જે 'વસ્તુ' 'વિશ્વ' બે ન કહે સહી.
કહે અખો : સહુકો સુણો : એ સમજ્યે સુખ બહુ જંતને.
સમી સમજણ તે જ સમજે, જે સેવે હરિગુરુસંતને.

કડવું ૨૯ : જ્ઞાનીના અનુભવનો લક્ષ

વળી કહું આગો અનુભવ જે હ છે,
જે જે સમજ્યા પુરુષ વિદેહ છે.

કોઈક જાણે મર્મ તો એ હ જી,
જે જઈ નીસરે શૂન્યને છેહ જી.

શૂન્ય મધ્યે છે વાટ એવી. પરમાત્માપદ તે સદા
અગમ, અગાધ મતિ, મહામનોહર, જ્યાં ન મળે દ્વૈતની આપદા.
તેને જગત નહીં, તો 'શૂન્ય' શું કહે ? ગુણદોષ તે કે'ના ગણે ?
પરમાર્થ આવ્યું પ્રીછમાં, તો આપ વિના અન્ય શું ભણે ?

જેમ રતાંબરને રાત ન મળે, તો દિવસ પરઠે શા વડે ?
એ તો કાળ માપે ભૂતળવાસી; પણ સૂર્યને કાંઈ નવ અડે.
—તેમ વિશ્વ દેખી 'મિથ્યા' કહે છે આશ જાણીને જગતની :
નિકાલ તેને નથી જડતો, તેણે પેર બાંધી મુક્તિની.
અણુલિંગીને આપ ન મળે તો વ્યાપ પરઠે કે'તણો ?

અચવ્યું અનાદિ આપ વર્જિત—એવો લક્ષ આઘો ઘણો.
શૂન્યવાદી તે શરીર દેખે પણ કૃત્ય માને દેહનું :
અંધ-લક્ષ આઘો ન ચાલે : ન સમજે કારણ છેહનું.
જેમ કાષ્ઠ 'મથતાં ઉષ્ણતા પ્રથમ પ્રગટે માંહેથી,
પછી પ્રગટે ધૂમ્ર, તેનું મૂળ અગ્નિ ને દાહેથી.
ઉષ્ણતા તે હ જ અગ્નિ જાણીએ, પણ આઘો આદર નવ લહ્યો—
તેમ જગત જગતના દોષ દીઠા, પણ આત્મા અણજાણ્યો રહ્યો.

શૂન્યવાદી તે એમ જ જાણો : દેહ સુધી તેની દૃષ્ટિ છે.
પણ પરમાર્થમાં પહોંચ ન હોયે, જેની પૂઠે પુષ્ટિ છે.
કહે અખો : જે લક્ષણ સમજે, તે હ જ પામે અંતને
પ્રપંચ પાર તે રહ્યો બોલે—કળા મોટી સંતને

## કડવું ૨૮ : વિદેહીનાં ચિહ્ન

વળી વિદેહી તણાં કહું ચિહ્ન જી,
જ્યાં નવ પહોંચે વાણીમન જી
તેને વિષે ન મળે રયણી દિન જી
જે વેત્તા તે 'તન્મય તન' જી

'તન્મયતન' તે, માટ, એહનું—તે કહું દૃષ્ટાંતે કરી—

જેમ ભાસ્કર ભાસ્યો તોયભાજનડે, પણ ત્યાં નો ત્યાં જોતે ફરી
તે વારિ માંહેથી વાયુયોગે ડોલતો દીસે ઘણું,
પણ તરણિ તેમ નો તેમ માયે અચળ મંડળ આપણું
તે તમ જળ માંહે તમ ન હોયે, શીતળ ન હોયે શીતથી,
રક્ત જળમાં ન હોયે રાતો, પીળો ન હોયે પીતથી,
તે અશુચિ જળમાં ભાસ્યો, માટે અશુદ્ધતા પામે નહિ
વારિ વિષધર માંહે દીઠો, અંતરમાં આમય નહિ
સુરસરિત કેરા નીર માંહે પવિત્ર ન હોયે દિનમણિ
સુધારસમાં ભાસ્યો, માટે અમર ન થાય અહર્પણી
પાત્ર માંહે હેઠે દીઠયે પાતાળ માંહે નથી પડયા

—અણુલિંગી પદ એમ જાણો વ્યતિરેક કારણ પરવર્યો
અર્ક, ત્યાં ઉપાધિ ન મળે ઉત્તમ અધમ અવની તણી
મહાપદનું તો માહાત્મ્ય એવું, જ્યાં પક્ષ ન મળે અન્ય-આપણી
વિશેષણ જેટલાં કહ્યાં, તે રહ્યાં ભૂનાં [1]ભૂ વિખે-
વ્યતિરેક ના'વે વાણી માંહે અન્વય પદમાં એ [2]લખે.

૧ ક્ષૂંવિપે ૨ ખપે

કડવું ૨૯ :

અતિ આઘો લક્ષ : વપુવિના : સમજ્યા સરખો સાર છે.
વિદેહી કેરી વાત મોટી : શબ્દ કેરે તે પાર છે.
કહે અખો : સહુકો સુણો : એ સમજ છે મહંતને,
એ અર્થને જે હ સમજે, તે રહે પાર વેદાન્તને.

પદ ૯ : મહાપદ વર્ણન

સંતો ! બાત બડી મહા પદકી.
શબ્દ સ્થાન કુછ નહિ લાગત, એસી સ્થિતિ બેહદકી.
સંતો ! ૦

દ્વંદ્વાતીત દ્વૈત–સો ભાસે, કહા કહું કોબિદકી.
આપ અવાચ્ય; વાચ્ય કરી બોલત અજબ કલા મહાનિધકી.
સંતો ! ૦

જહાં કછુ નાહીં, તાંહિમેં તકીઆ, હામ નહી જહાં હદકી:
શબ્દાતીત સુર્યંકી લગના: ચોજ અહી ચિદ્ઘનકી.
સંતો !.૦

ગ્રાહકગ્રહણગ્રાહ્ય નહીં તામેં; વાણી ખૂટી જહાં શ્રુતિકી.
રૂપ અરૂપી આપ, અખા ! હે. બૂઝ બડી એ ગતિકી.
સંતો ! ૦

કડવું ૨૯ : ષટ્શાસ્ત્ર, ષટ્ઉપશાસ્ત્ર, અને ષટ્દર્શન

જે ઘટ ઊપનું એવું જ્ઞાન જી,
ત્યાં તે હ થયું સર્વ સમાન જી.
જીવ–ઈશ્વરનું પામ્યું નિદાન જી,
ત્યાંથી ટળ્યું પ્રકૃતિનું ભાન જી.

પ્રકૃતિનું ભાન ટળ્યું ત્યાંથી 'જથારથ' 'જેમ તેમ' થયું.
હવે કહું દર્શન ખટ, જે અપૂર્વ અમતું રહ્યું:
ન્યાય પાતંજલ મીમાંસા વૈશેષિક સાંખ્ય વેદાંત
દર્શન ઉપદર્શન ભેદ કીધા : તે જાણજો તમે, સંત!
શૈવ સાંખ્ય મીમાંસક ચાર્વાક બૌદ્ધ ને જૈન—
એ ઉપદર્શન ભેદને જાણો : શરીર સંબંધી ચિહ્ન
જટિલ, મુંડિત, માળાધારી, કરે લુંચન કેશ,
કો વાઘાંગરડાં શીશ વીંટે, કંઠે લિંગ શિવઉપદેશ.
ષ દર્શન તે મૂળગાં, ભાઈ! શાસ્ત્ર કેરાં નામ.
તેનાં થયા પાખંડ છન્નું, તે ચાલ્યાં ગામેગામ.
પાખંડનાં બહુ ફંદસૂઆ. ગણતાં ન આવે છેક.
તે મત ભાખે જૂજવા : ચાલ્યા ન મળે એક.
એકએકને નિંદે માંહોમાંહે અને પોતાને કહે સાર.
એમ ખટ દર્શન ખટપટે, પણ ન કરે મૂળવિચાર.
ભણીભણીને ભેદ પાડે : અક્ષર તણી લે ઓટ.
સિદ્ધાંત ના'વે સમજ માંહે : બાંધી રહ્યા ખટ કોટ.
છએ કરે વાદ માંહોમાંહે ત્યારે સૌને ચોથે માય
સમાસ માયા આપે સરખો : હાર્યો કો'એ ન જાય.
કહે અખો : સહુકો સુણો : મત નો'હે મહંતને.
નિર્દાવે નારાયણ મળશે, જો સેવે હરિગુરુસંતને.

કડવું ૩૭ : શ્રુતિ સ્મૃતિ પુરાણ શાસ્ત્ર

શ્રુતિ સ્મૃતિ તે એમ વખાણે જી :
જીવને જીવના કર્મ પ્રમાણે જી

કર્મ અનુસારે જીવને જાણે જી :
એવું સિદ્ધાંત અઢાર પુરાણે જી.

સિદ્ધાંત કીધો વેદપુરાણે કર્મ ને વળી જીવનો.
કરે કર્મ, ને જીવ ચાલ્યા જાય : એ ઠાઠ છે સદૈવનો.
જથો પરઠી ચાલે આઘા : કર્મને જાડાં કરે—
કર્મ, ત્યાં તો જીવ સાચો—એમ જગત જ પરવરે.
વેદે થાપ્યો જીવ સાચો : સ્મૃતિએ પિંડ પરઠ્યો ખરો :
કર્મધર્મનાં આચરણ લખીઆં : પ્રૌઢ પ્રપંચ પરવર્યો;
પણ આદિ ન કાઢી જીવની જે 'પ્રાય જંત શાનો ઘડ્યો ?'
નિયંતા કોણ ? ને નિમિત્ત શાથી એવડો ખપ કરવો પડ્યો ?
એ પરંપરા કોઇએ નવ જુએ, અને જુએ, તે જંત નવ રહે—
જેમ વાએ વાંસ ઘસાય માંહોમાંહે, ને વહ્નિ વન આખું દહે.

નૈયાયિકનો ન્યાય સાચો. તે ન્યાય જીવ પરઠે ખરો :
તે 'કૃત્ય' જ દેખી 'જીવ' કહે—તે હીકા માટે ઊચર્યો.
દેખે તેતાં કહે ખરું—ન્યાયવાદી નામ એ હ તું.
હવે, પાતંજલ જે પ્રાણ સાધે; કૃત્ય માને દે હ તું;
દેહ પ્રાણને કહે સાચો. કહે, 'જીવ વિના દેહ કેમ રહે ?'
'પિંડ' દેખી 'જીવ' પરઠે, પાતંજલ તો એમ કહે.

મીમાંસા કહે, જો જીવ નોહે તો સ્વર્ગભોગ કોણ ભોગવે ?
પુરંજન પ્રાયે જ છે, તો સંસારને રહ્યો જોગવે.

કહે અખો : એ શાસ્ત્ર સઘળાં સત્ય થાયે જંતને.
નિર્વાણ પદ તો તો જ પ્રગટે, જો સેવે હરિગુરુ સંતને.

### કડવું ૩૧ : શાસ્ત્રોના મત

વૈશેષિક કહે જંત વિશેખ જી
જંત વિના નોહે નાંના વેષ જી

એમ તે ગણે ગુણના લેખ જી.
કોણે ન હોય જીવનો ઉવેખ જી.

કોણે નોહે ઉવેખ એનો : સહુ જ દેખે દેહને.

હવે કહું સિદ્ધાન્ત મોટો : સાંખ્ય બોલે તે હ ને:
સાંખ્ય સંખ્યા કાઢે તત્ત્વની; જીવ કેરું રૂપ કહે.
કહે, 'માયાએ મલિન બ્રહ્મ છે કર્મભારને તે વહે.
માયા કેરો સંગ છૂટે, તો પ્રાય વસ્તુ છે સદા.
આવરણના વિક્ષેપ માટે ભોગવે છે આપદા.'

વેદાન્ત કહે છે વાત મોટી : એ તો અજા રમે છે અણુછતી.
કર્તા કારયિતા એ જ માયા દીસે છે જતી આવતી.
એ તો માયાને માયા સ્ફુરી છે : કર્મ જીવ, ને ફગ અજા.
જે જે કર્તવ્ય તે માયાનું, જો! ધર્મની બાંધે ધજા.
એ મૂળ મત ખટ દર્શનનું—શાસ્ત્ર કેરું કહીઉં દૂદે—
પણ અર્વાકી તેના ઉપાસક મનના મત બહોળા વદે.

જીવ થાપ્યો મત સઘળે : પછી આચરણ અળગાં આચર્યાં.
જીવરૂપે માંના ઉદરથી અળગા કો નવ નીસર્યા?
સાંખ્યને આંખ પા વસાની : જો ચાલે તો ચાલી શકે.
વેદાન્તને વાટ સૂજે સૂધી, જો માયા મુખથી નવ બકે.

એકએક માંહોમાંહે ખટપટે, પણ હાર્દ હિયે લહે નહીં.
મધ્યે બેઠી માયા મોટી, તે અપત્યને રાખે અહીં.
કહે અખો : સહુકો સુણો : એમ સમજ છે મહંતને
એનું હાર્દ તો હાથ આવે, જો સેવે હરિગુરુસંતને.

### કડવું ૩૨ : મુમુક્ષુને સત્સંગની તૃષ્ણા

સતનો અતિ ઘણો મહિમા ય જી :
સીઝે કારજ સતપસાય જી.
સંતના જશને ગીતા ગાય જી :
સાધુ સેવતાં કારજ થાય જી.

કારજ થાય ને ઘેન પળાયે; જ્ઞાન યથાર્થ ઊપજે;
નિર્મળ નેત્ર તે કરે હરિજન, જો ભાવે સંતજનને ભજે.
ભાઈ! ભાવ ન ઊપજે જ્યાં લગે (તૃષાવંતને જેમ તોયનો)
ભાવ વિના--પુંશ્ચલીતન જેવો--કહાવે નહિ તે કોઈનો.
ભાઈ! રતિ વિના રામ નવ મળે, ખરી કીધા વિના ખેપ--
જેમ પિપાસા જાય પાન કીધે; શું હોય કીધે જળલેપ?
આદર વિના આવે નહિ સ્વય તે આત્મારામ.
સંતને સેવી કામ સાધો : સુખે પામો નિજ ધામ.
સંતસંગ કીધા વિના—જેવો વન માંહેલો પશુ :
ઊપજે ખપે તે વનનો વનમાં; તેને વસ્તીનું નહિ સુખ કશું.
સંતસંગે સર્વ સમજે : પશુ ટળી થાય પાત્ર.
સંત કૃપાદૃષ્ટિ કરે તો નવપલ્લવ થાય ગાત્ર.
કામક્રોધલોભમોહ-તાપે બળી રહ્યાં જેનાં મન,
તે જીવને ટાઢા થવાને, ભાઈ! સંત તે પર્જન્ય.

મમતાધાણીએ જોતર્યા જીવ ચઢયા કાળને હાથ,
તેની સંત કૃપાદૃષ્ટિ કરીને કાપી મૂકે નાથ.
જેમ કેસરી કેરા ગંધથી, ભાઈ! કરી પળાયે કરોડિ,
તેમ સંત કેરા શબ્દ સુણતાં બંધન જાય બહુ છોડિ.
કહે અખો : એ ઠામ મોટો કરવાનો છે જંતને.
ઠરી ઠામ જીવ ત્યારે બેસે, જ્યારે સેવે હરિગુરુ સંતને.

પદ ૮ : હરિગુરુ સંતનું માહાત્મ્ય

હરિ હરિજન અળગા કરી રખે ગણો :
સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા.
નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સંત જાણવા,
જેમ વહ્નિથી તેજવત્ થાય દીવા —હરિ૦
અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે :
દીપથી દીપ થાય આપે સહેલો—
તેમ જ્ઞાનીની મૂર્તિ તે, જાણે! ગોવિંદની,
ત્યાંથી ભગવાન ભેટે વહેલો.—હરિ૦
દૃષ્ટિઉપદેશ તે આપે : મોટી કળા :
જે થકી જંતનાં કાર્જ સીજે
સેવતાં સુખ હોય અતિશે ઘણું,
જો સદ્દગુરુ તણું મન રીઝે.—હરિ૦
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે,
જેમ કુંડળ વિષે કનક દીસે
મનકર્મવચને સંત ભજશે, અખા !
તેનું દ્વૈત દેખી મન નહિ જ હીસે.—હરિ૦

## કડવું ૩૩ : સત્સંગમાહાત્મ્ય ને દુર્જનદુર્ભાગ્ય

સંતસંગ કીજે વળીવળી જન જી '
અનુભવ વાધે આઘો દિન દિન જી,
માયા ઉપરથી ઊતરે મન જી,
હરિ શું ટળે ભિન્નાભિન્ન જી—

ભિન્ન ટળે : વસ્તુ મળે—મોટો મહિમા હરિજનનો :
ચૈતન્યસાગર માંહે ભળે, અધ્યાસ ટાળે આ તનનો
શોભે જીવિતવ્ય એ સતજન કેરું ભવ માહે, તે સત્ય.
સુખદાયક તેને હોય સહુકો—જેને સત સાથે રત્ય.
આપ સરખો કરી મૂકે એવી સતની પ્રીત

જેમ વેહેરો ન કરે વરસતા—એવી છે ઘનની રીત—
સિંચે સરખા સહુ જનને, તેણે ફળે ભાર અઢાર :
હરિ હરિ તે કરી મૂકે—એવી સતસગત સાર.

સૂકે જવાસો તેણી રતે, તો મેઘનો શો વાંક ?
—પર્જન્ય પોખે અતિ ઘણું, પણ પી ન શકે એક ટાંક
તેમ અસત સંતસંગત કરે, પણ લાગે નહિ તેને રંગ,
મેળ ન દે માયા મધ્યથી · જેમ તેમ થાયે ભંગ.
—જેમ તેલ કુસુમે કરી વાસીએ, તેણે લાગે સઘળે વાસ :
તે મધ્ય આવે કાકરો, તેને ન લાગે અધ્યાસ
—જેમ સલિલ મધ્યે શિલા રહે, પણ અંતર ન ટળે આગ ·
તો નીર તેને શું કરે, જો ભેદવા નહિ જાગ ?
—જેમ ચંદનને ગંધે કરી થાયે ચંદન આક–પલાશ;
પણ ગાંઠ હોયે હૃદે વાંસને, તેને લાગે નહિ વાસ.

કહે અખો : હરિકૃપા હોયે તો સમું પડે તે જંતને.
દોષદર્શન ન હોયે તેને, જે સેવે હરિગુરુસંતને.

### કડવું ૩૯ : સત્સંગની આર્તિ અને સંતગુણ

સંતસંગ કરતાં વિલંબ ન કીજે જી.
જેમ તેમ કરીને હરિરસ પીજે જી.
મહાજનસંગે કારજ સીજે જી :
વસ્તુરૂપ થઈને તો જીવીજે જી.
વસ્તુરૂપ થઈ જીવીજે : તે કળા આપે મહંત.
તત્ત્વ સઘળાં એમ દીસે—જેમ પટરૂપે તંત.

જેમ છીપને ઋતુ ખરી ઊપજે તો ઉપર આવે જળ માંહેથી;
સુઋતુનો નાણ્યો તે પર્જન્ય આવી વરસે ક્યાંહથી;
તેનાં, મુખ વિકસી રહે લેવા કાજે, બિંદને;
તો મુક્તાફળ નીપજે મનોહર : પામે નિજ આનંદને.
જે મહેરામણમાંથી બહાર ના'વે, તે ત્યાં ઠાલી રહે ખરી;
તેમ હરિગુરુ સંતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરિ.
તે જ વૃષાનાં બિંદુ બીજાં પડે અહિના મુખ વિખે
તે હ હલાહલ થઈ નીવડે : જો ! મૃત્યુ પામે, જે કો' ભખે
સંતવચન કહે જથારથ, જો ! વાંકું ગ્રહે ખલબુદ્ધિ વડે.
પાત્રયોગે ભલુભૂડું : ક્ષેત્રનો વહેરો પડે.
નિર્મળ બુદ્ધિએ સંત સેવીએ, તો ઊપજે નિર્મળ જ્ઞાન.
મનસા–વાચા–કર્મણાએ રાખો હરિ વિષે ધ્યાન.
જેમ કુંજ મૂકે ઈંડાને : તે દૂર જઈ ચારો કરે;
તેની સુરતા રહે માંહોમાંહે સરખી, તો અપત્ય ત્યાંથી ઊછરે.

વણ સેવ્યે જેમ સેવાય બાળક, તેમ કૃપા આવે ગુરુ તણી;
તેમ સુલક્ષણાને મળે શ્રી હરિ—જેનું મન રહે ગુરુચરણ ભણી.
કહે અખો : સહુકો સુણો : એ કહ્યું છે બુદ્ધિવન્તને,
જે સુણતાંમાં ઝડપે વચનને અને સેવે હરિગુરુસંતને..

કડવું ૩૫ : સત્સંગનું ફળ

સંત સેવે તે સર્વ સુખ પામે જી :
મન ન લાગે બીજે ભામે જી;
જન્મમરણ ને સુખદુઃખ વામે જી ;
જેમ જળ ઢળી આવે નીચે ખામે જી—

જેમ નીચી ભોમે જળ ઢળી આવે : તિહાં ખામામાં રહે ભર્યું,
તેમ રામ હૃદય માંહે વસે, જ્યાં ગુરુગોવિંદે ઘર કર્યું.

જેમ ભક્તને ભગવાન વહાલા, તેમ ભક્ત વહાલા ભગવાનને :
અંતર માંહેલો આશય જાણી, શકે ન મૂકી ધામને
જેવા ભક્તને ભગવાન દુર્લભ એવા ભક્ત દુર્લભ રામને.
ભક્ત બીજા છે ઘણા : ઇચ્છે ધર્મઅર્થમોક્ષકામને.
સકામે સ્વામીને ભજે; આશ્ચર્ય એનુ નહિં કશું.
નિષ્કામ વહાલા નાથને—જે હિયે તેનું મન વસ્યું.
અણુલિંગીની ભક્તિ બ્યાસીમી;[૧] કોઇક જાણે તે કરી :
ત્યાં ધ્યેયધ્યાતાનું કારણ ન રહે—તે જ જાણે, જેણે આચરી.
ભાઈ! સતસંગપ્રતાપ મોટો; રસના તે બાપડી શું કહે ?
જેને વીતશે તે જાણશે : અખો તો એટલું કહે-

૧ મહા વસમી

જેને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્‌ગુરુ મળે.
સદ્‌ગુરુ મળે ત્યારે પાર પામે : જીવ બ્રહ્મ માંહે ભળે.
જીવ બ્રહ્મમાં ભળ્યાનો અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થઈએ—અવિચળ વાણી વેદ છે.
કાયાકલેશ કીધા વિના કૃષ્ણમાંહે તે જન ભળે;
એ ગીતાનો ભેદ સમજે તે નરજીવ તત્ક્ષણ ટળે.
કહે અખો : એ ગીતા કેરી ગમ થાયે જે જંતને,
તેને રામ હૃદય માંહે ધરે પ્રતાપ હરિગુરુસંતને.

કડવું ૩૬ : અદ્વૈતપદની દૃઢતા

અદ્વૈતપદ તે વાણીમાં ન આવે જી.
જે આવે, તે દ્વૈત કહાવે જી.
એ ગીતા તે દ્વૈત શમાવે જી :
વાગ્જાળ વામે, ને ન્યારો લક્ષ આવે જી.

વાગ્જાળ તે વિશ્વ માંહે અણછતું જાણે સહુ :
નાના વિધિની વાણ ચાલી : મનના મત બહોળા બહુ.
વસ્તુવિચારે વિશ્વ નહિ, તો આચરણ તેનાં શાં ખરાં ?
—એ તો વંધ્યાપુત્રે પોતા કેરાં ચિહ્ન લખી સાચાં કર્યાં.
સંસાર સુત વંધ્યા તણો : તમે જાણજો નિરધાર :
પોતે કહે, પોતે સાંભળે, એ વાણીનો વિસ્તાર.
ધર્મ અર્થ કામ મોક્ષ લખીઆં ભૂત ભવિષ્ય ને વર્તમાન :
બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ સંન્યાસી—એ વંધ્યાસુત નિદાન.
અંડજ ઉદ્‌ભિજ સ્વેદજ જરાયુજ—ચાર ખાણ—ચોરાશી લક્ષ
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશો દિશ—સર્વ વંધ્યાસુતની પક્ષ.

જન્મ મૃત્યુ ને દેહકર્મગુણ નથી કાંઈ એ પ્રાય.
મંત્ર જંત્ર ને યજન યાજન વંધ્યાસુતને કાજ.
દાતા ભોક્તા દેશકાળ કર્મફળ—સર્વે જાણો એ હ.
થયું નથી, તેનું થાય શાનું ? એ તો મિથ્યાપુરુષનો દેહ.
વસ્તુવિચારે કાંઈ નથી : તે અણછતું થાય, રહે, જાય.
શિવ તો તેમ ને તેમ સદા—જેને લિંગ નહીં પ્રાય;
જેને ગ્રાહ્યગ્રાહક ભાવ નહિ : અન્ય વિના ગ્રહે તે કોણ ?
આરોપણ એ વિશ્વ સઘળું : એ તો સ્ફુર્યાં છે ત્રણ ગુણ.
કહે અખો : એ વસ્તુવિચારે ન મળે સ્થળ કાંઈ, જંત જે.
જેમ છે તેમ એ શિવ સદા નિજસ્ફુરણ મહંતને.

### પદ ૯ : અદ્વૈતપદ

એ ચિદ્ જ્યોંકા ત્યોં સદાઈ
જિહાં આપાપર ન મિલે અહનિંશ,
બેહદ હદ ન કહાઈ.—એ ચિદ્૰
દ્વંદ્વાતીત અસ્પર્શ નિર્ગુણ—એ સબ કહત તાંઈ.
આપાપર બિચ રમત નિરંતર, નહિ પંચભૂત, ન કાંઈ.
જાત અજાત નહિ તિહાં રહેની. ગયા સકત નહિ આઈ.
ક્ષોભ અક્ષોભ, સ્થિર બિનસ્થિર, તાં ના ઈછક નાંહી ઈછા ઈ.
જ્ઞાતાજ્ઞેયજ્ઞાન બિન જે ઘર—જિહાં પહોંચત નાંહીં ગિરા ઈ.
લક્ષાલક્ષ, અખા ! જિહાં નાંહી : સદાઈ સદોદિત સાંઈ.

### કડવું ૩૭ : વસ્તુનું માહાત્મ્ય

વસ્તુ કેરું વક્તવ્ય નવ કીધું જાય જી,
—જેનો મહિમા મોટો પ્રાય જી—

જેમ અર્ણવનું નીર જિમાય જી
પણ બાંધ્યો સાગર તેમ રહ્યો જાય જી :

સાગર તેમ નો તેમ છે—તેમ મહાપદની મોટમ ઘણી—
તીરે કહીંએક લવણ જામ્યું, તો શી ઓછમ સાગર ભણી ?
જામતે કાંઈ જાન ન હોયે : નીર નથી ઓછું થતું.
એ સહેજ અર્ણવમાં નીપજે : ન જણાય જાતું આવતું.
તેમ જગત જગદીશમાંહે : ઉત્પત્તિ સ્થિતિ દીસે ખરી—
ઓછું અદકું કાંઈ ન થાય—સાગરદૃષ્ટાન્તે કરી.
મહા મોટિમ સ્વામી કેરી રસનાએ નથી કહી જતી :
સુતેં જે સમજી શકાયે તે વાણીમં નથી આવતી.
ભાઈ! મોટી દિશા જો પ્રગટે, તો કાંઈક મોટિમ લહે :
મોટાના અનુભવ પાખે એ બુદ્ધિ કાંઈ નું કાંઈ કહે.
જો અનંત કોટિ બ્રહ્માંડ છે તો તેની મોરે તિલ નથી ?
મહા મોટિમ મહારાજ કેરી, જે ચાલી શકે બુદ્ધિ હઠથી—
રસનાએ એકે કહ્યા નથી. જાણવામાં ભાર, જો ! છે ઘણો.

બ્રહ્માંડ કેરી ભાવના મૂકી કરે વિચાર જો એ તણો,
—જે પદમાં સ્થિતિ કરીને પછી જુએ બ્રહ્માંડને—
તો બ્રહ્માંડને ઠામ અણુ ન દીસે : તો પ્રમાણે શું પંડને ?
—જેમ આકાશે કો નર ચઢે : તે અતિશે આઘો જાય :
અવનિના અંકુર નાના ન દેખે તે પ્રાય.
કહે અખો : સહુકો સુણો : આકાશ સ્ફુર્યો મહંત જે
પિંડબ્રહ્માંડ સ્વતંત્ર થઈને દેખે તેના અંતને.

કડવું ૩૮ : વસ્તુની અદ્વૈતતા

એ અનંતને ખોટ્યો ન જાય જી :
મહતા ના'વે વાણી માંય જી.
વચન ન લાગે, તો કેમ કહેવાય જી ?
મહાચૈતન્યઘન નહિ મનકાય જી.

'કાયા મન' કોણ કહે તેને ?—જિહા કહણહાર-કહેવું નથી.
અધો ઊર્ધ્વ તે શું ? શા થકી ?—જિહા ગ્રહણહાર-ગ્રહવું નથી
દૂર નિકટ તે શા થકી ?—જો મધ્યે પદાર્થ નહિ કશો.
સદા નિરંતર છે જ સરખો · વસ્તુવિચારે એ અશો
પૂર્ણ બ્રહ્મ પૂરી રહ્યો છે જગત નથી, નિર્ધાર.
પરઠણહાર-પરઠવું નથી નહિ વિચાર-અવિચાર
ચક્રાતીત ચકવે થતે, ભાઈ! રહે તે અદ્ભુત વસ્ત ·
અતુલ આશય અનંત મોટો, જિહાં નહિ ઉદય ને અસ્ત
ઉદય-અસ્ત બ્રહ્માંડ માહે · દિનકર વડે દિનરાત
દિન રાત કેરી કાલમાપના · મરણ જીવન બહુભાત
—એ સ્થૂળ ભોગ બ્રહ્માંડ માહેલો—ચૌદ લોક કેરી વૃત્તિ
અનિર્વચની' તિહા વચન ન લાગે; નહિ તિહા સ્મૃતિ
સ્વતંતર સ્વામી સદા. તિહા જેમ છે તેમ તુ તેમ ·
થયુ-ગયુ કાંઈએ નથી; સહેજે જ એ છે એમ
આપાપર કો'એ નથી જીવાજીવ વિગ્રહ કશો ?
પૂર્વપશ્ચિમ નથી કહેવા, કાર્યકારણ વિણ અશો.
જ્ઞાન જ્ઞેયજ્ઞાતા વિના જેમ તુ તેમ સદા ય.
એ પૂર્ણની પૂર્ણતા વેત્તા-વેદ્ય વિના ય.

કહે અખો : બ્રહ્મ અનિર્વચની' : વચન નહિ અનંતને.
અક્ષરાતીત આનંદપદની ગમ છે મહંતને.

કડવું ૩૯ : સદ્‌ગુરુનું માહાત્મ્ય

સંત સયાણા મહાપદ જાણે જી.
તે આપ ન દેખે; અન્ય શું વખાણે જી?
આપ અણુચવ્યું તે પ્રમાણે જી :
ગુણનિર્ગુણને ઉરમાં ના'ણે જી.

'ગુણનિર્ગુણ કાંઈ નથી' સમ તત્ત્વ એ સમજ્યા સહી.
આય નહીં તેને પ્રભવ શાનો? રજ્જુ નહીં, તો શો અહિ?
એ તો અણછતાને અણછતું ભાસ્યું હતું ભરમે કરી,
તે જથારથ જેમ તેમ થયો : આયે જેમ ▪ તેમ હરિ.
પ્રપંચ હેતુ પેખવું—તે મરીચિજળવત સદા :
તે ઊલેચ્યે ઓછું ન થાય, એમ સમજ્યે શ્રમ ગયો તદા.
સમજે સાધન થાય સર્વે, અને પાર આવે પંથનો :
જેમ રંચક વહ્નિ વન દહે, તેમ મહા વિચાર મહંતનો—
એ અંધધંધ ત્યારે ટળે, જ્યારે ગુરુગમ હોયે ખરી.
બ્રહ્મવેત્તા મળે જ્યારે, ત્યારે જ મન બેસે ઠરી.
સદ્‌ગુરુ વિના બહુ મળે કાચા—આપ ઉદ્યોત થયા વિના—
સંતસંગ પ્રતાપ મોટો : અવગણ ફરી જાય જંતના.
જેમ શરદકાળે અંબર ઓપે : નીર નિર્મળ હોય ઘણું,
—સદ્‌ગુરુસંતપ્રતાપ આયે એવું કરે મન જંત તણું.
ભવદુઃખ વામે, મહા સુખ પામે, અંતરથી આમય ટળે;
જીવ તે શિવ એમ હોયે—જેમ સરિતા સાગરમાં ભળે.

કડવું ૪૦ :

નર નારાયણ એક વર્તે વંદનીય તે નર સદા :
દુસ્તરતારક નાવ હરિજન નિષ્કારણ માંહે મુદા.
કહે અખો : એ સુખે હોય યોગક્ષેમ મહંતને :
દેહધારી સરખા દીસે, પણ રહે પદ અનંતને.

કડવું ૪૦ :

એ અખેગીતા જે નર ગાય જી,
અણઆયાસે તે નરહરિ થાય જી;
સાંભળતાં મહાઘેન પળાય જી
—એવો ગ્રંથનો છે મહિમા ય જી.

ગ્રંથનો મહિમા ય મોટો : સાંભળતાંમાં સદ્ય ફળે,
મનસાવાચાકર્મણાએ જે સુરતા દઈને સાંભળે.
રામ તારકમંત્ર જે, તે અખેગીતાનો ભાવ :
જન્મ છેલ્લો હોય જેને, તેને મળે પ્રસ્તાવ.
સંસારરૂપી મોહનિશાને નિવર્તવાને કાજ
દિનમણિ છે અખેગીતા : પામે સદા સદોદિત રાજ.
એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે; માંહે માયા નિરીક્ષણ દષ્ટિ
જીવન્મુક્ત ને મહામુક્તનાં ચેન, ને વળી પુષ્ટિ.
પદ દશ ને ચાળીશ કડવાં છે પરમ પદની વાટ :
સંસારસાગર ઉપરે એ સેતુ[1] બાંધ્યો ઘાટ.
એણે ઘાટે જે આવી ચડશે, તે સુખે પામશે પાર :
ન બૂડે તે, બિરદબાંધ્યો કહે અખો નિરધાર.
બારે ઊણાં પાંચસેં છે અખેગીતાનાં ચરણ.
ચરણે ચરણે આત્મવિદ્યા : અશરણ કેરું શરણ.

[1] સેતે

નાથ નિરંજન ગ્રંથકર્તા : અખો તે નિમિત્ત માત્ર---
જેમ વાજુ દીસે વાજતુ, પણ વજાડે ગુણપાત્ર.
જે પૂર્ણ બ્રહ્મ પૂરી રહ્યો છે ઘટઘટ બોલણહાર,
તેણે આપે આપનુ વર્ણન કીધું : સ્વસ્વરૂપ નિર્ધાર

સંવત સત્તર પચવીતરો શુક્લ પક્ષ ચૈત્ર માસ
સોમવાર રામનવમી---પૂર્ણ ગ્રંથ પ્રકાશ.
કહે નિરંજન અખેગીતા સ્વસ્વરૂપ નિજ સંતને.
અખાને શિર નિમિત્ત દેવું. ઇચ્છા હુતી અનંતને.

પદ ૧૦ : પરમાનંદ

અભિનવો આનંદ આજ અગોચર ગોચર હવું એ.
પ્રપંચપાર મહારાજ---તે પૂર્ણબ્રહ્મ સ્તવુ હું એ
હરિહર અજ ભુવનેશ---તે તણો ઇશ અજપતિ એ :
તે જાણ્યો અગ ઇશ, જેને ગાય નિત્ય શ્રુતિ એ.
સ્વયં ચૈતન્યઘન રાયે, શૂન્યમાં મોહામણો એ
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામણો એ.
તે જાયે ન આવે ક્યાહિ સ્થિર પૂર્ણ અવિનાશ છે એ
લિંગભંગ તે માંહી, જે વડે આકાશ છે એ
એ, જાણું ! થયો જજાગ, જથારથ જેમ, તેમ થયો એ.
જિહાં કર્મ ન લાગે કાજ · સભર ભરાઈ તે રહ્યુ એ
તિહાં હવુ મન લયલીન, જહીં ચૈતન્ય સભર ભર્યું એ·
નહિ કો દાતા દીન · તન્મય સહેજે સહજ ભર્યું એ
પ્રગટ્યા કોટિ કલ્યાણ · આપાપર વિના સ્વે રહ્યુ એ.
ત્યાં સદા સદોદિત ભાણ · ઉદય-અસ્ત-કારણ ગયુ એ
કહે અખો · આનંદ અનુભવીને લહેવા તણો એ.
એવો પૂર્ણ પરમાનંદ નિત્ય સરાઉં અતિ ઘણો એ.

# પરિશિષ્ટ–ટિપ્પણ

**અખેગીતા**—(૧) અક્ષય ગીતા, (૨) કવિ અખાકૃત ગીતા. 'ભગવદ્‌ગીતા' નામ ઉપરથી શિવગીતા, રામગીતા, દત્તગીતા આદિ સંસ્કૃત ગ્રંથનામ છે. ગુજરાતીમાં બ્રહ્મગીતા, જ્ઞાનગીતા, પ્રીતમગીતા, ગુરુગીતા આદિ રચનાઓ થઈ છે. તે પ્રણાલિકામાં આ નામ અખેગીતા છે.

કડવું ૧ **ત્રિગુણપતિરાય**—ગૌર કે ગણપતિ સ્તવનને બદલે તે દેવના નામની છાયાવાળુ પદ. ત્રણ ગુણ (સત્ત્વ, રજસ્ અને તમસ્) નો–પતિ વા નિયામક પ્રકૃતિ તેનો રાય. સર૦ અનુભવબિંદુ: 'નિર્ગુણ ગુણપતિ નામ૦'

**ચિદ્‌શક્તિ બ્રહ્માનંદ**—(૧) ગુરુ બ્રહ્માનંદ (૨) બ્રહ્માનંદરૂપ તત્ત્વ: ગુરુમાં વસતો બ્રહ્મતત્ત્વનો આનંદ. **અણછતો**—અસત્ જગત દૃષ્ટિએ બ્રહ્મ (આત્મા) અસત્ છે; આત્મદૃષ્ટિએ જગત્ અસત્ છે. એ બંને અર્થમાં 'અણછતુ–તો–ની' કે 'અણછુતુ–નો–ની' વપરાય છે.

**નિજાનંદ**—પોતાના પિંડમાં વસતો આનંદ.

શાંકર વેદાન્તાનુસારી અદ્વૈતને અખો અનોખી રીતે અખેગીતામાં ઘટાવે છે. ગુરુને બ્રહ્મરૂપ ગણાવે છે

ગુરુ (ક્ષર = કાર્યબ્રહ્મ), પરમ ગુરુ (અક્ષર = કારણ બ્રહ્મ), પરાત્પર ગુરુ (પુરુષોત્તમ = પરમેશ્વર), પરમેષ્ઠી ગુરુ (પરબ્રહ્મ)—એ પરંપરામાં ચોથો તે હરિગુરુ સંત અથવા 'પરાત્પર પરબ્રહ્મ'. લક્ષ આપે—સૂચવે. અભાવમિષ વા આડકતરી રીતે સૂચવે તે લક્ષક.

ત્રિધામ—સૂર્યમિષ ગાયત્રી મંત્રનું ભર્ગ સૂર્યમંડળની અંદરનું સાચું તેજ તે હિરણ્મય પુરુષ.

જંત—જીવ મિથ્યા જંત અથવા કલ્પિત જેવો પ્રાતિભાસિક સત્ય

કડવું ૨—મેં ઊતર્યાં જે—સ૦ 'આગમ મે ઉપનિષદ કથાં, ઊપન્યા તત્ત્વ પાઠ ઉ. ધર્યાં'—ચિત્ત વિ૦, ૯ ઊધર્યા—ઉદ્ધાર—સારોદ્ધાર કર્યો.

હું તો જેમ દારુકેરી પૂતળી—પ્રણાલિકાનુસાર કવિઓ કાવ્યારંભ નમ્રતા દાખવે છે અહીં અખો સાત્મ્યભાવજન્ય વિનાને સ્થળે સ્વયંજ સ્વાભાવિકી કવિતાનું સૂચન કરે છે

**य कामये त तमुग्रं करोमि**

**तं ब्रह्माणं तं ऋषि तं सुमेधाम् ।** वाक् सूक्त. ઋગ્વેદ ૧૦, ૧૨૫

કડવું ૩ હરિ ઊગરે—મ૦ 'અહં ટળે, રહે આતમ રામ'—ચિત્ત વિ૦ ૪૦૯

આ કડવામાં અધ્યાત્મ ઉપદેશની ગુરુશિષ્યસંવાદરૂપ આઠ આખ્યાયિકાનો ઉલ્લેખ છે અનુભવબિંદુના છપ્પા ૩૩–૩૪માં એવો ઉલ્લેખ છે

આદ્યપુરુષે અજને—નારાયણે બ્રહ્માને ચતુઃશ્લોકી ભાગવત (ભાગવત સ્કંધ ૨ અધ્યાય ૯)

શિવના તન—ષડાનન કાર્તિકેય સ્કંદને (ગુરુગીતામાં દત્તાત્રે)

વસિષ્ઠ૦—યોગવાસિષ્ઠ રામાયણમ્

ભાગતને૦—અર્જુનને ભગવદ્ગીતામાં

વેદવ્યાસ૦—નારદે વેદવ્યાસને (દ્વૈપાયનને) ભાગવત પ્રથમ સ્કંધ અ૦ ૪–૬ માં

કડવું ૪—અસંભાવના—હું સંસારી છઉં એ રીતે હેઉ

એવો સ દેહ

**પંચપર્વા માયા**—ગેગડીના પેગ માફક માયા-અવિદ્યાના પાંચ વિભાગ છે (૧) અવિદ્યા-[ હું કોઈ જુદો પદાર્થ છુ, એવી ભાવના ] (૨) અહ કાર (૩) [અનુકૂળ પ્રતિ ] રાગ (૪) [ પ્રતિકૂળ પ્રતિ ] દ્વેષ (૫) [ હુ અજરામર રહુ, એવી ભાવના અથવા મરણભય ]-અભિનિવેશ

કડવુ ૫—સરે—અતે સરુ—અત

કડવું ૬—પુરંજન—દેહરૂપ પુરી(નગરી)મા જન્મેનો, જીવ—શારીરાત્મા ભાગવત, સ્ક ૪ અ ૨૫-૨૯

ચાર વિદ્યા—ત્રયી, આન્વીક્ષિકી, દડનીતિ અને વાર્તા

ચૌદ વિદ્યા—૪ વેદ ૬ વેદાંગ, ધર્મ, ન્યાય, મીમાસા અને પુરાણ

**ચાલ્ય ચાતુરી**—ચાતુરિક-રથ હાકનાર ચાતુરી-૪ ઘોડાની ગાડી

કડવું ૭ **નટી**—સાખ્ય મત છે કે માયા (પ્રકૃતિ) પુરુષ (આત્મા) આગળ નૃત્ય કરે છે

હરિ, હર, અજ—જુદા જુદા લોકના અધિષ્ઠાતાદેવો ચૌદ લોક ભૂ ભુવ, સ્વ મહ જન, તપ અને સત્ય એ સાત ઉપરના લોક અતલ, વિતલ, સુતલ રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ સાત નીચેના લોક એ ચૌદ લોકની જન્મદાતા માયા

ૐકારથી **પહેલી**—ૐ પ્રણવ મ ત્ર સર૦ 'પચીકરણ'ની ચોપાઈ ૪

વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય તેમા પ્રણવની ઊઠે ધૂન્ય

તે ૐકાર તણો ત્રિવર્ગ, તત્ત્વ બધા તેના ઉપસર્ગ

આ પ્રણવ પરમેશ્વરનો વાચક શબ્દ છે તેનો વાચ્યાર્થ પરમેશ્વર અથવા પરબ્રહ્મ છે પ્રકૃતિશક્તિ જે ત્રણ પત્ની (સરસ્વતી, લક્ષ્મી અને કાલી) ના રૂપમા પ્રકટાય છે તે માયાશક્તિ એને અખો **"શૂન્યસ્વામિની"** કહે છે માયાશક્તિ ગુણજ-મીઓ—બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર—ની માતા

કે આવરણના પ્રભાવે તે "યોષિતા" (સરસ્વતી, લક્ષ્મી, કાલી) રૂપે પલટાય છે

સત્ત્વ, રજ—આ કડવામા આવતુ તત્ત્વોનુ વિભાગીકરણ નિરીશ્વરવાદી સાંખ્યશાસ્ત્રનુ નથી અખાનુ સેશ્વર વર્ગીકરણ ભાગવત સ્કંધ ૩, અ ૨૬ને અનુસરે છે મૂળ પ્રણવ, ત્રણ પ્રકૃતિ ગુણો—સત્ત્વ રજસ્ અને તમસ્, સત્ત્વમાથી ૪ અંત કરણ મન બુદ્ધિ ચિત્ત અહંકાર રજસમાથી ૧૦ ઇંદ્રિયો તમસ્માથી ૫ચ તન્માત્રા, અને પાચ મહાભૂત એ રીતે ૨૪ તત્ત્વોનો ઉપસર્ગ ૨૫મી પ્રકૃતિમાથી થયો ૨૬મો પરમાત્મા ભાગ ૨ક ૧૧, અ ૧૨મા આપેલા અનેક રીતના વર્ગીકરણમા આ એક છે

કડવું ૮ દૃષ્ટિપદાર્થ—દૃષ્ટિમા—અનુભવમાં—આવતા પદાર્થ

અષ્ટાંગ૦—યોગના આઠ અગ યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ સિદ્ધિના આઠ પ્રકાર—અણિમા, મહિમા લધિમા ગરિમા, પ્રાપ્તિ પ્રાકામ્ય, ઈશિત્વ, વશિત્વ

લીલાવપુ—લીલા—વિનોદમા—સ્વેચ્છાએ ધારણ કરેલુ શરીર, વિશ્વની વ્યવસ્થા અર્થે જગતના આરંભમા પ્રગટ થયેલુ શરીર—ઈશ્વર શરીર (૨) જીવના શરીરો કર્મજન્ય હોય છે, તેને દેહ ધરવો પડે છે

વ્યતિરેક કારણ—કારણના બે પ્રકાર અન્વયી અથવા ઉપાદાન, વ્યતિરેક, અથવા વિવર્ત માટી ઘડાનુ અન્વયી (ઉપાદન) કારણ છે માટી ઘડામા રૂપાંતર રૂપે છે (૨) રણમાં મૃગજળ ભાસે છે રણ મૃગજળનુ વ્યતિરેક કારણ છે—રણ વિના મૃગજળનો આભાસ થાય નહિ મૃગજળ રણનો વિવર્ત છે

૫૬ ૨ અનન્ય આરાધના—હુ અને દેવ જુદા નથી, એ આત્મભાવનાથી કરેલી આરાધના પરા ભક્તિ

કડવું ૯ કીટ ભમરી હોયે—કીડાને ડખ લાગવાથી કીડો

ભમરીની ભાવના બાંધીને ભમરી બની જાય, તેમ શિવના સ્પર્શ વડે જીવ શિવ થઈ જાય આ દૃષ્ટાન્તનો આધાર સામાન્ય નિરીક્ષણ છે ખરી રીતે કીડો ભમરીનું પૂર્વરૂપ છે

. વિરહવૈરાગ્ય—પરમેશ્વરને સર્વ સમર્પણ કરી તેના વિરહથી વ્યાકુળ રહેવું તે જુઓ નારદ ભક્તિ સૂત્ર ૧૮.

કડવું ૧૧ નિત્ય રાસ નારાયણનો—ભક્તિના સાત્ત્વિક ભાવો માટે જુઓ· નારદ ભક્તિ સૂત્ર–૫૭–૫૮

કડવું ૧૨—તુરીયા વડે તિમિર વામે—તુરીયા, ચોથી છેલ્લી મુક્તિની અવસ્થા, જેમા સર્વત્ર ચિત્તમા પ્રકાશ થતા હું–તુંના ભેદ ઓગળી જાય છે

કડવું ૧૩—મહાજળ માહેલો મકર—સર૦ બૃહદારણ્યક ઉપનિષદ્, ૩, ૧૭.

જેમ ભુંજગને કાચળી—સર૦ બૃહદારણ્યક ઉપ૦ ૩, ૪–૭.

કડવું ૧૪—અણુલિંગી—ભોગલિંગ (ઇષ્ટ લિંગ), યોગલિંગ (પ્રાણલિંગ) અને જ્ઞાનલિંગ (ભાવલિંગ), એ ત્રણથી રહિત મોક્ષલિંગ. લિંગ કારણ છે, દેહ કાર્ય છે મોક્ષલિંગ તે શિવનું લિંગસ્થળ અથવા મહાવિષ્ણુ કે મહામુક્તનું દેખાતું શરીર. જીવન્મુક્ત પુરુષ મોક્ષલિંગમાં વર્તે છે તે જ અણુલિંગી આત્માનું સહજ સ્વરૂપ છે.

કડવું ૧૬—કલ્પાંત કાળી—કલ્પ—બ્રહ્મનો દિવસ, તેનો અંતનો સમય

સન્મુખ—અભિમુખ–પરમાત્માથી અભિમુખ

દૃષ્ટિતત્ત્વ—ગુરુ શિષ્ય સંવાદ, ખંડ ૪, ૨૭–૪૩. વૈરાગ્યના પ્રભાવથી જ્યારે ચિત્તની અવિદ્યારૂપી અંધારી અને રાગદ્વેષરૂપી ચરુરી દૂર થાય ત્યારે આ દૃષ્ટિતત્ત્વ (સાચું જ્ઞાન) ઊઘડે, વસ્તુ (બ્રહ્મ)ને વળગે. એથી મહા અનુભવ અથવા સૂઝ આવે, અને જીવન્મુક્તને અણુલિંગી

અવસ્થા પ્રગટ થાય આતમાં—(૧) મૂળ વસ્તુની જુદી ભાત-જુદા પ્રકાર (૨) ભ્રાન્તિ, ભ્રમ

અંજન વિદ્યા—સિદ્ધાંજન વિદ્યા સર૦ છાંદોગ્ય ઉપ૦ ૮, ૩, ૨

દર્શન શરીરે—આત્મારૂપ શરીરમાં

સ્નેહ નિસ્નેહ—સ્પૃહા નિસ્પૃહા (૨) પ્રિય નિષ્પ્રિય (?) 'નહિ પ્રેય નહિ શ્રેય' એવો પાઠ હશે?

અવસ્થા ચાર—જાગ્રતથી તુરીય

કડવું ૧૮—સરાહે—વખાણે વર્ણવે. વસ્તુગતિ—બ્રહ્મની સમજણ

કૂટસ્થ कूटस्थोऽक्षरमुच्यते। ભગવદ્‌ગીતા અ૦ ૧૫, ૧૬-૧૮ એરણની ઉપર ગમે તેટલા ઘાટ ઘડાય, પણ તે અવિકારી રહે છે તેમ અવિકારી તે કૂટસ્થ જગતરૂપી કૂટથી પર રહેતું

કડવું ૧૯—જેમ કાચનું મંદિર—સર૦ અનુભવ બિંદુ, છપ્પો ૨૭ કવિ શેલિનું Adonais Like a many-coloured dome શુદ્ધ કૈવલ્ય પદ તે સાચો નિર્ગુણ સૂર્ય છે તેના કિરણો માયારૂપી પચરંગી કાચ દ્વારા ઊતરી જીવના અનેક આભાસ દેખાડે છે આમ કિરણો ઊતરતાં સૂર્યબિંબ પડાય છે તે સગુણ ઈશ્વર છે તે ઈશ્વરના અનેક રંગોમાં સાચાપણું માન્ય કરે એવો આભાસ તે જીવ જીવ ચૈતન્યનો આભાસ છે કૈવલ્ય બ્રહ્મપદ તે પરમ સત્ય, ઈશ્વરપદ તે વ્યવહાર સત્ય, જીવપદ તે પ્રાતિભાસિક સત્ય

કડવું ૨૦—નાટક—પરમ સત્ય, વ્યવહારસત્ય ને પ્રાતિભાસિક સત્ય (જીવ)નું

જીવ જાડેરો થાય—સિદ્ધિ તથા જીવની જડતા જુઓ 'ગુરુ શિષ્ય સંવાદ' ખંડ ૪, ૫૯-૬૭ જાડેરો—માયાગ્રસ્ત વધારે જાડો

'દેહાભિમાન હતું પાશેર વિદ્યા ભણ્યા વાધ્યું શેર,
ચર્ચા વધ્યા તેનું થયો ગુરુ થયે ત્યાં મણમાં ગયો,
—અખા ! એમ હલકાથી ભારે હોય આત્મજ્ઞાન મૂળગું તે ખોય

છપ્પો ૬૫૧

પિંડ મન મોડ—દેહ અને મનના મોડ-મરોડ-આસન
કડવું ૨૧—વિલય [ પે લય—આકાશમાં લય પામે ]

અરૂપ અણલિંગી—બાહ્ય ઈન્દ્રિય વડે પ્રત્યક્ષ થાય તે રૂપી તેવી રીતે પ્રત્યક્ષ ન થાય તે અરૂપી કોઈ હેતુ વા સાધન વડે કાર્ય વા સાધ્યનુ અનુમાન થાય તે લિંગ કાર્ય વા સાધ્ય લિંગી ધૂમ લિંગ, અગ્નિ લિંગી જેનુ તર્કથી અનુમાન ન થઈ શકે તે અણલિંગી

હેતુ વિના કારણ નિર્વિ—બીજ પદાર્થને અંકુર બને અંકુર કાર્ય બીજ કારણ આ ખરી કારણના ગણાય હેતુ વિનાનુ કારણ તપેલી ખારી ભૂમિ, કાર્ય તે ભૂમિમા દેખાતુ મૃગજળ આ માર્ગ પ્રતીતિ પણ કહેવાય જેના વિના કાર્ય અનુભવાય નહિ તે વસ્તુ હેતુ વિનાનુ કારણ ખારી ભૂમિ વિના મૃગજળ ન અનુભવાય (૨) આકાશ મેઘનુ હેતુ વિનાનુ કારણ છે

ઘનસાર—કપૂર

ખગાકાર—આકાશાકાર ( ખગનો અર્થ આકાશ પણ છે તમાલીવ યથા સર્વો, રક્ષાત્મનિ, મમાત્મન । )

કડવુ ૨૩—જાણ[1] વિહોણી જાણ[2]—જ્ઞાતા[1] વિનાનુ જ્ઞાન[2]

ઓ(હ)રૂ પરૂં—ઓરુ-આઘુ (૧) દૂર (૨) નજીક आरात् परात्

દસ ડગલા —उदतिष्ठत् दशाङ्गुलम् ( પુરુષ સૂક્ત ) સાને સમજે—સાન વિ. અનુભવ કડવા ૧૩-૧૬ મા અનુભવથી સમજાય એવુ જીવન્મુક્તનુ વર્ણન છે કડવા ૨૨-૨૩ મા સાનથી સમ-

જાય એવું મહામુક્તનું વર્ણન છે. મહામુક્ત અથવા વિદેહીનું સ્વરૂપ ક૦ ૨૮ માં છે.

કડવું ૨૪—વણક્રમે—ક્રમવાળાં સાધનશ્રેણી વડે કૈવલ્યપદ પ્રાપ્તિ—કડવાં ૧–૧૬; અક્રમ સાધન (પ્રણવોપાસના) અપર બ્રહ્મ વડે પરબ્રહ્મની પ્રાપ્તિ—કડવાં ૨૪–૨૮. ૨૩મા કડવામાં 'જાણણહાર'; ૨૪મા કડવામાં 'બોલણહાર'.—જ્ઞાન તથા શબ્દનું મૂળ 'ચેન-ચેતન'. શબ્દ—વાણીના ૪ પ્રકાર: પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી.

જડો—સ્થૂલ સૂક્ષ્મ નહિ તે.

અક્ષર બાવન—શબ્દનાં ભિન્ન ભિન્ન રૂપોની સૂચક સંજ્ઞાઓ—સ્વરવ્યંજનો, જે વડે પુસ્તકો રચાય છે તથા મનચર્યા થાય છે.

પરબ્રહ્મ ભેદ—કડવાં ૨૫–૨૭માં બૌદ્ધ શૂન્યવાદ અને વેદાન્તમતના બ્રહ્મવાદનો ભેદ દર્શાવ્યો છે.

શૂન્યવાદીને સત્તા૦—બાહ્ય તથા આંતર વસ્તુઓની સત્તા—અસ્તિત્વ—નો શૂન્યવાદ સ્વીકાર કરે છે. પરંતુ, શરીરની અંદર (પુદ્ગલમાં) કોઈ પુરુષ અથવા સાચો સ્થિર આત્મા નથી, તેમ બાહ્ય અર્થોમાં પણ કોઈ સ્થિર વસ્તુતત્ત્વ નથી એવો શૂન્યવાદનો સિદ્ધાંત છે: એ નૈરાત્મ્ય વાદ સ્થાપે છે. શાંકર વેદાન્ત પ્રમાણે બાહ્ય તેમ જ આન્તર, સર્વ ભાસમાન પદાર્થોની પીઠે સદ્બ્રહ્મ વસ્તુ છે. એ વસ્તુ કૂટસ્થ, નિત્ય છે.

કડવું ૨૭—આધો આદર. આદર—આરંભ, મૂળ. સર૦ 'આદર્યાં અધૂરાં રહે, હરિ કરે સો હોય.'

કડવું ૨૮—તન્મય—બ્રહ્મમય. વારિ વિષધર—વિષધર (ઝેરી) વારિ—(પાણી). ઉપાધિ—વિશેષસૂચક જાતિ, ગુણ, ક્રિયા, કે સંજ્ઞા. અનિર્દેશ...અન્વય પદ૦—જુઓ નોંધ: કડવું ૮.

કડવું ૨૯—નિદાન—કારણ; છેડો; મળ. પાતંજલ-યોગ. મીમાંસા—પૂર્વ મીમાંસા. વેદાન્ત—ઉત્તર મીમાંસા—૭ આસ્તિક દર્શનો.

**શૈવ જૈન**—ઉપર દર્શનોમા ગણાવ્યા છતા અખો અહી ઉપ દર્શનોમા સાખ્ય અને મીમાસા ગણાવે છે એમ જણાય છે કે અખો અત્રે ૭ નાસ્તિક (વેદને પ્રમાણ ન ગણનારા) ઉપદર્શનોનો ઉલ્લેખ કરે છે શૈવ ઉપદર્શન તે પાશુપત મત, જે ખાસ વેદવાદી નથી સાખ્ય તે સાત્વત અથવા પાંચરાત્ર વૈષ્ણવ મીમાસક તે નિરીશ્વર મીમાસાવાળો, ચાર્વાક, બૌદ્ધ અને જૈન તો નિરીશ્વર છે જ પાખડ—સ્થાપિત સિદ્ધાન્તથી ભેદ વગરનાર 'ઢોંગ' એ પાછળથી આવેલો અર્થ છે

**નિર્દાવે**—(૧) કોઈપણ એક દર્શનનો મત સાચો હોવાનો દાવા કર્યા વિના (૨) જેની વિરુદ્ધ કોઈ દાવા નહિ કરે તેમ ચોકસપણે

કડવું **૩૦**—**જથો પરઠી**—ક્રમાનુસાર મળનાર યોનિસમૂહ (લખ ચોરાશી) નક્કી કરી—ગીગને વર્ણવા કર્મને જાડા કરે—કર્મ વૃદ્ધિ કરે 'જગત પરવરે', 'મોટા પ્રપચ પરવર્યો' 'પુરજન પ્રાગે જ છે'—દેહધારી આત્મા એ જ મૂળ આગળ નહિ

કડવું **૩૧**—**વસો**—પહું હાથ વીસ વસાનુ વીઘુ સાખ્યની નજર અમુક હદથી આગળ જતી નથી પુરુષ અને પ્રકૃતિની પાર જતી નથી, પણ આગળ વધવાની શક્યતા છે વેદાન્તની નજર સાખ્યથી આગળ જાય છે, પણ 'શૂન્ય' બનવાનો ભય છે **અપત્ય**—અનમન્ત રૂપી બાળકો, માયાના જણેલા **રાખે અહીં**—ભૂમિ પર રાખે મોક્ષ પામવા દેતી નથી મહાપદ અનુભવાતુ નથી આકાશવત્ થવાતુ નથી

કડવું **૩૨**—ક૦ ૩૨–૩૫ દર્શાવે છે કે કેવળ પડિતને ધ્યેય તથ જ્ઞેય બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી અનુભવી સતની ભક્તિ અને તેમની કૃપા વડે દૃષ્ટિ ઉઘડે છે **પસાય**—પ્રસાદે

**ગીતા**—અખેગીતા **રતિ**—(૧) પ્રેમ (૨) આર્તિ (?) અરત—આદર—પ્રયત્ન સર૦ 'આદર્યા અધૂરા રહે' જુઓ નોધ કડવું ૨૭ અરભવુ પ્રયત્ન કરવો

બહુમોડ—બહુ છે મોડ (પ્રકાર) જેના તે સર૦ 'મન મોડ'–કડવુ ૨૦

પદ ૮—દૃષ્ટિ ઉપદેશ—દૃષ્ટિનો—જ્ઞાનનો ઉપદેશ જે 'ગુરુ શિષ્ય સંવાદ'માં છે 'ચિત્ત વિચાર સંવાદ'માં દૃષ્ટિ ઉપદેશ છે

કડવુ ૩૩—'ભિન્નાભિન્ન' બ્રહ્મનુ નામ તરીકે ભેદ સર૦ દોડાદોડ, કાપાકાપ

શિલા—(ચમકનો) પથ્થર

કડવુ ૩૪—જીવિજે— જીવીએ'નું જૂનું રૂપ करिज्जइ–जीविज्जइ

ઋતુ-સુજાતુ–ન સુગન [ રતિ રચના ] વેહેરો—ભેદ 'વેરો આનરો વેહેરાવચો'

કડવુ ૩૫—અંતર આલેયો આશય—ભક્તનુ અંતર ભગવાનનો આશય (ધામ) છે

બ્યાસીમી —૮૨ પ્રમાણી (ચિત્ત વિચાર૦ ૮૦) સગુણ પરમેશ્વરની ભક્તિ-નિર્ગુણ પરમેશ્વરની તે બ્યાસીમી

વંધ્યાસુતની કાય—એવો પણ પાઠ છે

કડવુ ૩૭—સુતર્ય—રચના (૨) સરલ (૩) ભાન. આકાશ સ્ફુર્યો મહત— આકાશવત ફેરી ક્યાં'–કડવુ ૩

કડવુ ૩૮—ચક્રાતીત શરીરના પૃષ્ઠવંશ (કરોડ)ના મધ્ય માર્ગમાં ૭ સ્થાને (પાયુ ઉપસ્થ નાભિ છાતી, કંઠમૂળ અને ભ્રૂમધ્ય) ૭ ચક્ર (જ્ઞાનશક્તિના સંકોચ વિકાસના કેન્દ્ર) છે તે ચક્રોથી અતીત ચક્ર (ચક્રો) બ્રહ્મરંધ્ર જ્યાં પરબ્રહ્મનો અનુભવ થાય છે

કડવુ ૩૯—સપાણા(સજ્ઞાન), શાણા મરીચિ—ઝાંઝવા પરભાવ (પાઠભેદ) प्रवाह–પ્રમાદ–અભાવ–પરભાવ અથવા પરભવ–પ્રભવ.

કડવુ ૪૦ જ્ઞાન ભક્તિ પુષ્ટિ—અખેગીતામાં પ્રતિપાદિત

આઠ વિષયો : પહેલી પંક્તિમાં યોગ સાધનમાળા; બીજીમાં સિદ્ધ પદનાં લક્ષણો.

**બારે ઊણાં પાંચસેં**—૫૦૦–૧૨=૪૮૮. ઉપલબ્ધ આવૃત્તિઓમાં જરા સંખ્યાભેદ છે. મૂળ કર્તાં કોઈ કડીની વધઘટ હોવા સંભવ છે

**સંવત સતર પચલોતરો૦** જ્યોતિ શાસ્ત્રની ગણતરીએ દિવસ વાર અહીં દર્શાવ્યા પ્રમાણે જણાય છે.

---

## કવિ અખો

### અભ્યાસ–સામગ્રી

| કર્તા | કૃતિ |
|---|---|
| નર્મદાશંકર | જૂનું નર્મગદ્ય ('કવિજીવન') |
| ડાહ્યાભાઈ દ. પંડિત | કવિચરિત્ર |
| ગો. મા. ત્રિપાઠી | ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત |
| ઇચ્છારામ સૂ. દેસાઈ | બૃહત્કાવ્ય દોહન ભા. ૩, પ્રસ્તાવના |
| અંબાલાલ બુ. જાની | અખા ભક્ત અને તેમની કવિતા —ત્રીજી સાહિત્ય પરિષદ રિપોર્ટ |
| શંભુપ્રસાદ મહેતા | અખો, એનો ઉપદેશ તથા સમય —વસન્ત, વર્ષ ૩, અંક ૬, ૮, ૧૦. |
| કૃષ્ણલાલ મો. ઝવેરી | ગુજરાતી સા ના માર્ગસૂચક સ્તંભો, ૧ |
| સ્વામી સ્વયંજ્યોતિ | અખાનો પરિચય —અખાની વાણી, સસ્તુ સાહિત્ય |

| કર્તા | કૃતિ |
| --- | --- |
| કેશવલાલ હ. ધ્રુવ | અનુભવ બિંદુ, પ્રસ્તાવના |
| નર્મદાશંકર દે. મહેતા | (૧) અખો અને એનું કાવ્ય —જયન્તી વ્યાખ્યાનો, પૃ ૩૦ ૫૧ |
| | (૨) અખો (કમળાશંકર વ્યાખ્યાન, ૧૯૨૭) |
| | (૩) અખાકૃત કાવ્યો (ગુ વિદ્યાસભા) |
| નરસિંહરાવ દિવેટિયા | ગુજરાતી લેંગ્વેજ એન્ડ લિટરેચર —ઠક્કર વસનજી વ્યાખ્યાનો, મુંબઈ યુનિ |
| શંકરપ્રસાદ છ રાવળ | પ્રબોધ બત્રીશી (માંડણ કૃત) |
| કનૈયાલાલ મુનશી | ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર |
| કેશવલાલ અં. ઠાકર | ફિલોસોફી ઓફ અખાજી |
| ભાઈલાલ પ્ર કોઠારી | વેદાન્તી કવિ અખો —માનસી, ડિસેમ્બર ૧૯૩૮, ૧૯૩૯ |
| કેશવરામ કા શાસ્ત્રી | કવિચરિત ભા ૨ (ગુ વિદ્યાસભા) |
| ઉમાશંકર જે. જોશી | (૧) અખો એક અધ્યયન અખો-પ્રશ્નોત્તરી, કાર્યવહી ૧૯૪૨-૪૩ |
| કાન્તિલાલ બ. વ્યાસ | અખાના સમકાલીન સમાજનું રેખાદર્શન—ગુજરાત સંશોધન મંડળ અંક એપ્રિલ ૧૯૪૨ |
| વિજયરાય ક. વૈદ્ય | આતમની સૂઝ —ગુજરાતી સાહિત્યની રૂપરેખા |